શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિ ગ્રંથમાળા—ગ્રંથાંક ૯૨

# तत्त्वविचार.

( સંક્ષિપ્ત શ્રાવકાચાર સહિત. )

રચયિતા—શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય

શ્રીમાન્ બુદ્ધિસાગર સૂરીશ્વરજી.

પ્રકાશક—શ્રી અધ્યાત્મજ્ઞાન પ્રસારક મંડળી

હા વકીલ મોહનલાલ હિમચંદ

મુ પાદરા

આવૃત્તિ બીજી પ્રત ૧૨૫૦

વીર સંવત્ ૨૪૫૧ વિક્રમાર્ક ૧૯૮૧ અને ૧૯૨૫

મૂલ્ય રૂ ૦-૬-૦

# નિવેદન.

અધ્યાત્મજ્ઞાન પ્રસારક મડળ તરફથી પ્રકટ થતી શ્રીમદ્ બુદ્ધિસાગર સૂરિ ગ્રંથમાળાના ગ્રથાક ૬૨ તરીકે આ તત્ત્વવિચાર ગ્રથ પ્રકટ કરવામા આવે છે કે જેના રચયિતા શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય યોગનિષ્ઠ શ્રીમદ્ બુદ્ધિસાગરજી સૂરીશ્વરજી છે આ ગ્રથ પાદરાના વકીલ મોહનલાલ હિમચદ વગેરેના હિતાર્થે સ ૧૯૫૮મા રચવામાં આવેલ છે. આ ગ્રથનુ નામ વાચતાજ તેમા કયા વિષયોનો સમાવેશ કરવામા આવ્યો છે તે સહજ સમજાય તેમ છે ગ્રથની અદરના તમામ વિષયો તત્ત્વજ્ઞાનના છે અને જૈન ધર્મના અભ્યાસી સુજ્ઞ બધુઓએ જાણવા યોગ્ય છે બાળ વૃદ્ધ સર્વે બધુઓને દરેક વિષયનું સ્વરૂપ સમજવા માટે આ ગ્રથની રચના ગુજરાતી ભાષામા ગદ્યમા કરવામા આવેલી છે તત્ત્વજ્ઞાન સિવાય જૈન ધર્મનું સ્વરૂપ સમજી શકાય નહિ અને તેને માટે ગુરૂશ્રીએ દીક્ષાની શરૂઆતમા તત્ત્વવિચાર નામનો ગ્રથ કે જેની અદર તત્ત્વનો જૈન-શાસ્ત્રાધારે પ્રબધ કરેલ છે તે દરેક વિષય જૈન ધર્મનુ સ્વરૂપ જાણવા માટે અનેક વખત પુન પુન વાચવા યોગ્ય છે ગુરૂશ્રીએ અત્યાર સુધી પોતાનો ઘણો સમય પુસ્તકો લખવામા કાઢેલ છે અને તેઓશ્રીના પુસ્તકો જ્યા ત્યાં પ્રસિદ્ધિને પામેલા છે એ જાણી સુજ્ઞ બધુઓને આનદજ થશે આ ગ્રથની અદર સહાય મળી નથી છતા પણ મડળ મસ્તી હિંમતે પુસ્તકો પ્રગટ કરી વેચે છે એ ચાલુ યોજના અખડિતપણે ચાલે તે હેતુથી આ ગ્રથની કિમત માત્ર ૦-૬-૦ રાખવામા આવી છે ભવિષ્યમા પણ મડળ તરફથી અનેક પુસ્તકો પ્રસિદ્ધ કરવાનુ બને

એમ ઇચ્છાય છે આ ગ્રંથની જૂની આવૃત્તિ તપાસી તેને છપાવવા આપ્યા પછી તેના ત્રુટિ સુધારીને શુદ્ધ છપાવવા માટે સાણંદ નિવાસી સઘરી કેશવલાલ નાગજીભાઇએ ઘણીજ ઉપયોગી અને ખંતપૂર્વક અંતઃકરણથી મદદ આપી છે જે માટે તેમને ધન્યવાદ આપવામાં આવે છે આ ગ્રંથ છપાવવા આપ્યા બાદ પ્રજાહિતાર્થ પ્રેસના માલીક મા. ડાહ્યાભાઈ દલપતરામ કે જેઓ પોતાના પ્રેસમાં મંડળનું કામ ખંતપૂર્વક કરી આપતા હતા તેઓ ગયા માગશર માસમાં ટુંક સમયની બીમારી ભોગવી ગુજરી ગયા છે તેમના મરણથી એક ઉત્સાહી કામ કરી આપનારની ખોટ પડી છે તેઓ પ્રમાણિકપણે મંડળનું કાર્ય કરી આપતા હતા અમે મંડળ તરફથી તેમના આત્માની શાંતિ ઇચ્છીએ છીએ ૐ શ્રી ગુરુ શાન્તિ

| | |
|---|---|
| મું સાણંદ<br>સંવત ૧૯૮૧ ના ફાગણ<br>શુદ્ધ બીજ | અધ્યાત્મજ્ઞાન પ્રસારક મંડળી<br>હા. આત્મારામ ખેમચંદ<br>કાપડીઆ |

# अर्पण पत्रिका.

## મુનિરાજ શાંતમૂર્તિ શ્રી કર્પૂરવિજયજી મહારાજ !!!

આપનું સાધુ જીવન જૈનકોમમા ઉપયોગી નીવડયુ છે મારી ગૃહસ્થ દશામા મને આજોલ, વિજાપુર, મેસાણા પાલીતાણામા તમારી સાધુદશાનો સારો અનુભવ થયો છે જૈનશ્વેતાંબર મૂર્તિપૂજક કોમમાં તમે ચારિત્રશીલ, ગુણગ્રાહક અને જૈન કોમની ઉન્નતિ માટે જીવનારા સંત છો તમા ગ્રામા અનેક સદ્ગુણો ખીલ્યા છે તમોએ જૈનકોમ અને જૈનેતર કોમ ઉપર ઘણો ઉપકાર કર્યો છે તમારી વૈરાગ્ય ત્યાગદશા સારી છે હાલ તો થોડાં વર્ષથી તમે જૈનકોમ મધ્યમેવા ભક્તિમા વિશેષ પ્રમત્ત કરો છો. ક્રિયાપાત્ર, ગુણી ઉપદેશક, પ્રભુભક્ત સંત તરીકે ત મારો આત્મા વિકસિત થતો જાય છે, અન્ય મનુષ્યોની નિંદા ટી કાથી તમો ઘણા દૂર રહો છો, જૈનકોમમાં પ્રસંગે થતા વાર્મિક કેટના સંકુચિત હાનિકારક ઝઘડાઓથી દૂર રહો છો જૈનકોમને સદાચારનો સારી રીતે બોધ આપો છો મને તમારા કેટલાક વિચારો અનુકૂલ ન હોય અને તમને પણ મારા ન હોય એમ કદાચ જણાય તોપણ તમો અન્ય કેટલાક સાધુઓ કરતા મતસહિષ્ણુતાઆદિમા આગળ વધો છો જૈન મધ્યમા તમો હંસની પેઠે દૃષ્ટિ ધારક છો મને તમારા ગુણોનો રાગ છે અનેક સાધુઓના પરિચયમા હું આવ્યો છુ, છતા કેટલીક બાબતોમાં તમો અન્ય સાધુઓ કરતા ઘણા ઉત્તમ ઉદાર વિચારક આત્માર્થી સંત છો તેથી ગુણાનુરાગે તમને આ તત્ત્વવિચાર પુસ્તકની અર્પણ પત્રિકા કરીને તમારા આત્માની સાથે આ ઐક્ય ગુણભાવને ધારણ કરવાનો શુદ્ધ ગુણરાગ પ્રેમ પ્રકટ કરીને તમારા આત્માની પૂર્ણ ઉન્નતિ ઇચ્છુ છુ

ॐ अर्हं महावीर शान्तिः ३

મુ વિજાપુર લે બુદ્ધિસાગર

# तत्त्वविचार ग्रन्थ प्रस्तावना.

આ તત્ત્વવિચાર ગ્રંથની પહેલી આવૃત્તિ શ્રી જૈન જ્ઞાનપ્રસારક મંડળે મુમાઈમાં વિ સં ૧૯૬૦ માં શાન્તિસુધાકર પ્રેસમાં છપાવીને ચાર આનાની કિંમત રાખી બહાર પાડી હતી.

જૈન જ્ઞાનપ્રસારક મંડળના આગેવાનો ઝવેરી જીવણચંદ ધરમચંદ તથા ઝવેરી અમરચંદ કલ્યાણચંદ તથા જૈનપત્રના અધિપતિ કાર્યભારી ભગુભાઈ ફતેહચંદ ઑનરરિ સેક્રેટરી હતા અને તે મંડળ અમારા ઉપદેશથી ઝવેરી જીવણચંદ ધરમચંદે સ્થાપ્યું હતું અને સુરતના ઝવેરી ભાણુભાઈ ચુનીલાલ બાલુભાઈ તે મંડળ તરફથી પુસ્તકો છપાવવા ઘણો ઉત્સાહ ધરાવતા હતા વિ સં ૧૯૫૮ ની સાલનું ચોમાસું પાદરાના સંઘના આગ્રહથી અમારા ગુરુમહારાજ શ્રી સુખસાગરજી મહારાજની સાથે પાદરામાં કરવામાં આવ્યું તે વખતે સુશ્રાવક વકીલ શા. મોહનલાલ હીમચંદ તથા વકીલ ત્રિભોવન દલપતભાઈ તથા વકીલ નહાલાભાઈ લલ્લુભાઈ વિગેરે અમારી પાસે નવતત્ત્વનું સ્વરૂપ ધારતા હતા તે વખતે આ ગ્રંથ પાદરામાં વિ સં ૧૯૫૮ ના આશાડ સુદિ ત્રીજના દિવસે વકીલ મોહનલાલ હીમચંદના હિતાર્થે રચ્યો હતો આ તત્ત્વવિચાર ગ્રન્થમાં પ્રથમ શ્રાવક ધર્માચાર ઉપર નિબંધ પૃ૦ ૧૧ નો લખેલો છે અને તેમાં શ્રાવકની કરણી બતાવી છે પશ્ચાત્ તેરમા પાનાથી તત્ત્વવિચાર ગ્રંથ શરૂ કર્યો છે તેમાં જીવના ૫૬૩ ભેદનું વર્ણન કરવામાં આવ્યું છે તથા દેવો નારકીઓ, મનુષ્યો અને તિર્યંચોનું સ્વરૂપ જણાવવામાં આવ્યું છે જીવોને ૬ પ્રકારની લેસ્યા પૈકી કઈ કઈ લેસ્યા

ઓ હોય છે તે જણાવી છે પશ્ચાત્ આહારી અને અનાહારી જીવોનું સ્વરૂપ બતાવ્યુ છે ૪૨ મા પૃષ્ઠ સુધી દેવતાઓનુ સ્વરૂપ વર્ણવ્યુ છે અને ૪૨ મા પૃષ્ઠથી ૪૮ મા પૃષ્ઠ સુધી નરકનુ સ્વરૂપ વર્ણવ્યુ છે અને ૫૦ મા પૃષ્ઠથી ૫૬ પૃષ્ઠ સુધી મનુષ્યનુ સ્વરૂપ વર્ણવ્યુ છે અને ૫૬ મા પૃષ્ઠથી તે ૬૭ મા સુધી તિર્યંચનુ સ્વરૂપ વર્ણવ્યુ છે ૬૭ મા પૃષ્ઠથી અજીવ તત્ત્વના સ્વરૂપનો પ્રારંભ થાય છે ૬૮ મા પૃષ્ઠથી કાળતત્ત્વનુ સ્વરૂપ વર્ણવ્યુ છે ૭૦ મા પૃષ્ઠથી પુણ્ય તત્ત્વનુ સ્વરૂપ શરૂ થાય છે ૭૫ મા પૃષ્ઠથી પાપ તત્ત્વનુ સ્વરૂપ શરૂ થાય છે ૮૨ મા પૃષ્ઠથી આસ્રવ તત્ત્વનુ સ્વરૂપ શરૂ થાય છે ૮૫ મા પૃષ્ઠથી સંવર તત્ત્વનુ સ્વરૂપ શરૂ થાય છે પૃષ્ઠ ૯૨ થી નિર્જરા તત્ત્વનુ સ્વરૂપ શરૂ થાય છે પૃષ્ઠ ૯૫ માથી બંધ તત્ત્વનુ સ્વરૂપ શરૂ થાય છે અને પૃષ્ઠ ૯૯ થી મોક્ષ તત્ત્વનુ સ્વરૂપ શરૂ થાય છે અને પૃષ્ઠ ૧૦૩ થી ૧૦૪ સુધી અંત્ય મંગલની રચના છે એ પ્રમાણે નવ તત્ત્વનુ સ્વરૂપ વર્ણવવામાં આવ્યુ છે આ ગ્રંથ બીજીવાર છપાવવામા આવ્યો છે તેનુ કારણ એ છે કે પ્રથમાવૃત્તિની કોપીઓ ખપી ગઇ હતી અને મળતી નહોતી તેથી અનેક શ્રાવકોના આગ્રહથી તત્ત્વવિચાર ગ્રન્થની દ્વિતીયાવૃત્તિ અધ્યાત્મ જ્ઞાનપ્રસારક મંડળી તરફથી બહાર પાડવામા આવી છે આ પુસ્તકની દ્વિતીયાવૃત્તિમા નવ તત્ત્વ વિષયની અનુક્રમણિકા પૃથક્ છપાવવામા આવી છે આ પુસ્તકની દ્વિતીયાવૃત્તિના પ્રૂફો સુધારવામા સાણંદ નિવાસી શ્રાવક સંઘવી શા કેશવલાલ નાગજીએ સારી મહેનત લીધી છે અને અમને પ્રૂફ સુધારવામા સારી મદદ કરી છે. આ પુસ્તકમા જે કઇ જિનાજ્ઞાવિરુદ્ધ લખ્યુ હોય છપાવ્યુ હોય તો તે ગીતાર્થ સુધારશો

એવી વિનયપૂર્વક પ્રાથના કરવામા આવે છે અને આ ગ્રન્થમા જિ-
નાજ્ઞાવિરૂદ્ધ જે કઇ લખાયુ હોય તેની સઘની આગળ માફી માગું
છુ અને પશ્ચાતાપ કરૂ છુ

આ પુસ્તક બાળજીવોને ઘણું ઉપયોગી થઈ પડે એવુ છે અને
તેથી જૈન બાળકોને તે વાચવા માટે ખાસ ભલામણ કરવામા આવે
છે આ ગ્રન્થમા જે કઇ દોષ ભૂલ પડિત પુરૂષોને જણાય તો તે
ઓએ અમોને સૂચના કરવી કે જેથી તેનો તૃતીયાવૃત્તિમા સુધારો
કરવામાં આવશે

इत्येवं ॐ अर्हं महावीर शान्तिः ३

લે. બુદ્ધિસાગર સૂરિ

મુ મહુડી (મધુપુરી) તાલુકે વિજાપુર.

વિ ૧૯૮૧ માઘવદિ ૧૦ બુધવાર

# અનુક્રમણિકા.

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪૧ | ૨ | સાધર્મ | સૌધર્મ |
| ૫૧ | ૮ | સમૂર્છમ | સમૂર્ચ્છિમ |
| ૫૨ | ૮ | આવ્ય | આવ્યા |
| | ૧૧ | વેતાઢ્ય | વૈતાઢ્ય |
| ,, | ૨૩ | માણુર ન | મણિરત્ન |
| ૬૦ | ૧૩ | તેઇદ્રિય | તેઈંદ્રિય |
| | ૧૫ | તેઇદ્રિય | તેઈંદ્રિય |
| ,, | ૧૧ | ચૌરિદ્રિય | ચૌરિંદ્રિય |
| ,, | ૨૩ | તિયચ | તિર્યંચ |
| ૬૨ | ૧૩ | અંતમુર્હૂર્ત | અંતર્મુહૂર્ત |
| ૬૩ | ૨૨ | સવ | સર્વ |
| ૬૬ | ૧૧ | મુહૂતે | મુહૂર્તે |
| ,, | ૧૭ | ઉમેરવું ' માહે 'ની પછી નીચે પ્રમાણે ' આહાર સારૂ મુખ ઉઘાડે છે તે " | |
| ૬૭ | ૬ | અભજ | ગર્ભજ |
| ૬૮ | ૧ | સ્વભવ | સ્વભાવ |
| ૭૮ | ૧૧ | આદારિક | ઔદારિક |
| ૭૮ | / | આનુપૂર્વી | આનુપૂર્વી |
| ,, | ૮ | પાપકમ | પાપકર્મ |
| ૮૩ | ૧૭ | ક્યા | ક્રિયા |
| ૮૦ | ૧૪ | શુદ્ધ | શુદ્ધિ |
| | ૪ | ચળયમાન | ચળાયમાન |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૯૧ | ૯ | ચિંતવણુના | ચિંતવણા |
| ૯૬ | ૧૬ | અક્ષયસ્થિાત | અક્ષયસ્થિતિ |
| ૯૭ | ૧૧ | ાસ્થતિ | સ્થિતિ |
| ૯૯ | ૨૬ | ચા૦ | ચૌદ |
| ૧૦૦ | ૧૧ | વિચારવુ | વિચારવુ |
| ,, | ૧૪ | કે | તે |
| ૧૦૧ | ૨૩ | તીથકર | તીર્થંકર |
| ૧૦૪ | ૧૫ | સુદિ | સુદિ ૩ |

# श्री अध्यात्मज्ञानप्रसारक मंडळ तरफथी
## श्रीमद् बुद्धिसागरसूरिजीग्रन्थमालामा प्रगट थयेला ग्रन्थो.

| ग्रथांक | | पृष्ठ. | किंमत. |
|---|---|---|---|
| १ | क. भजन संग्रह भाग १. | २०० | ०-८-० |
| * १ | अध्यात्म व्याख्यानमाळा. | २०६ | ०-४-० |
| * २ | भजनसंग्रह भाग २. | ३३६ | ०-८-० |
| * ३ | भजनसंग्रह भाग ३. | २१५ | ०-८-० |
| * ४ | समाधिशतकम् | ३४० | ०-८-० |
| ५ | अनुभवपच्चिशी. | २४८ | ०-८-० |
| ६ | आत्मप्रदीप. | ३१५ | ०-८-० |
| * ७ | भजनसंग्रह भाग ४ | ३०४ | ०-८-० |
| ८ | परमात्मदर्शन. | ४०० | ०-१२-० |
| * ९ | परमात्मज्योति. | ५०० | ०-१२-० |
| *१० | तत्त्वबिंदु | २३० | ०-४-० |
| *११ | गुणानुराग. (आ बीजी.) | २४ | ०-१-० |
| *१२-१३. | भजन संग्रह भाग ५ तथा ज्ञानदीपिका. | १९० | ०-६-० |

## श्री अध्यात्मज्ञानप्रसारक

श्रीमद् बुद्धिसागरसूरिजीग्रन्थे

प्रगट थयेला ग्रन्थो.

| ग्रंथांक | | पृष्ठ |
|---|---|---|
| | १ क. भजन संग्रह भाग १. | २०० |
| * | १ अध्यात्म व्याख्यानमाळा. | २०६ |
| * | २ भजनसंग्रह भाग २. | ३३६ |
| * | ३ भजनसंग्रह भाग ३. | २१५ |
| * | ४ समाधिशतकम् | ३४० |
| | ५ अनुभवपचिशी. | २४८ |
| | ६ आत्मप्रदीप. | ३१५ |
| * | ७ भजनसंग्रह भाग ४. | ३०४ |
| | ८ परमात्मदर्शन. | ४०० |
| * | ९ परमात्मज्योति. | ५०० |
| * | १० तत्त्वबिंदु | २३० |
| * | ११ गुणानुराग. (आ बीजी.) | २४ |
| | १२. भजन संग्रह भाग ५ | |
| | ज्ञानदीपिका. | १९० |

| | | |
|---|---|---|
| *१४ तीर्थयात्रानुं विमान. (आ वीजी) | ६४ | ०–२–० |
| *१५ अध्यात्मभजन पद् सग्रह. | १९० | ०–६–० |
| १६ गुरुबोध. | १७२ | ०–८–० |
| *१७ तत्त्वज्ञानदीपिका. | १२४ | ०–६–० |
| १८ गहूलीसग्रह भा. १ | ११२ | ०–३–० |
| १९–२० श्रावकधर्मस्वरुप भाग १–२. ( आवृत्ति त्रीजी ) | ४०–४० | ०–१–० |
| *२१ भजनपदसंग्रह भाग ६ | २०८ | ०-१२ ० |
| २२ वचनामृत. | ३८८ | ०-१४-० |
| २३ योगदीपक. | २६८ | ०-१४ ० |
| २४ जैन ऐतिहासिक रासमाळा. | ४०८ | १–०–० |
| *२५ आनन्दघनपद (१०८) भावार्थ सग्रह. | ८०८ | २–०–० |
| *२६ अध्यात्मशान्ति (आ. वीजी.) | १३२ | ०–३–० |
| २७ काव्यसग्रह भाग ७. | १५६ | ०–८–० |
| *२८ जैनधर्मनी प्राचीन अने अर्वाचीन स्थिति. | ९६ | ०–२–० |
| *२९ कुमारपाळ. ( हिंदी ) | २८७ | ०–६–० |
| ३० थी ३४ सुखसागर गुरुगीता. | ३०० | ०–४–० |

## श्री अध्यात्मज्ञानप्रसारक मंडळ तरफथी
### श्रीमद् बुद्धिसागरसूरिजीग्रन्थमालामा
### प्रगट थयेला ग्रन्थो.

| | | |
|---|---|---|
| ५५ कर्मप्रकृतिटीकाभाषांतर | ८०० | ३-१-० |
| ५६ गुरुगीत गहुलीसंग्रह. | १९० | ०-१२-० |
| ५७-५८ आगमसार अने अध्यात्मगीता. | ४७० | ०-६-० |
| ५९ देववंदन स्तुति स्तवन संग्रह. | १७५ | ०-४-० |
| ६० पूजासंग्रह भा. १. | ४१६ | १-०-० |
| ६१ भजनपद संग्रह भा ९ | ४८४ | १-८-० |
| ६२ भजनपद संग्रह भा १० | २०० | १-०-० |
| ६३ पत्रसदुपदेश भा. २ | ५७९ | १-८-० |
| ६४ धातुप्रतिमालेख संग्रह भा. २ | १८० | १-०-० |
| ६५ जैनदृष्टिए ईशावास्योपनिषद्‌ भावार्थ विवेचन. | ३६० | १-०-० |
| ६६ पूजासंग्रह भा. १-२ | ४१५ | २-०-० |
| ६७ स्नानपूजा. | २४ | ०-२-० |
| ६८ श्रीमद् देवचंद्रजी अने तेमनुं जीवनचरित्र | | ०-४-० |
| ६९-७२ शुद्धोपयोग वि. संस्कृत ग्रंथ ४ | १८० | ०-१२-० |
| ७३-७७ सत्य कर्तव्य वि संस्कृतग्रंथ ५ | १६८ | ०-१२-० |
| ७८ लाला लजपतराय अने जैनधर्म | १०० | ०-४-० |

| | | |
|---|---|---|
| ७९ चिन्तामणि | १२० | ०-४-० |
| ८०-८१ जैनधर्म अने स्रीस्तिधर्मनो मुकावलो ता जैनख्रीस्ति सवाद | २२० | १-०-० |
| ८२ सत्यस्वरूप | २०० | ० १२ ० |
| ८३ ध्यानविचार. | ८४ | ०-८-० |
| ८४ आत्मशक्तिप्रकाश. | १४० | ०-४-० |
| ८५ सावत्सरिक क्षमापना | ८० | ०-३-० |
| ८६ आत्मदर्शन ( मणिचद्रजी कृत सज्झायोनु विवेचन. ) | १५० | ०-४-० |
| ८७ जैन धार्मिक शका समाधान | ५५ | ०-२-० |
| ८८ कन्याविक्रय तथा बाळलग्न निषेध. | २२० | ०-६-० |
| ८९ आत्मशिक्षा भावना प्रकाश | ११८ | ०-७-० |
| ९० आत्मप्रकाश | ५६६ | १-८-० |
| ९१ शारदिनाशक ग्रंथ. | ८० | ०-१-० |
| ९२ तत्त्वविचार ( आ. बीजी ) | १२० | ०-६-० |

९३ अध्यात्म गीता
९४ आत्म समाधि शतक
९५ जीवक प्रबोध
९६ आत्म स्वरुप
९७ परमात्म दर्शन
९८ जैनसूत्रमा मूर्तिपूजा

} सस्कृत ग्रथो

## छपाता ग्रन्थो.

१ जैन श्वे ग्रंथनामावलि. ४ उ श्रीयशोविजयजी निबंध
२ श्रीदेवचद्रजी निर्वाणरास ५ भजनसंग्रह भा. ११ मो.
(श्रीमद् देवचद्र जीवनचरित्र)
३ मोटु विजापुर वृतात

---

પુસ્તકો મળવાના ઠેકાણા —

### ૧ વકીલ મોહનલાલ હીમચંદ.

**પાદરા** ( ગુજરાત )

૨ આત્મારામ ખેમચંદ, સાણંદ ( છટને અમદાવાદ )
૩ ભાખરીઆ મોહનલાલ નગીનદાસ
૧૯૨-૯૮, બજારગેટ કોટ—મુબઇ.
૪ શેઠ નગીનદાસ રાયચંદ ભાખરીઆ, મહેસાણા.
૫ શેઠ ચંદુલાલ ગોકળદાસ, વિજાપુર જૈનજ્ઞાનમંદિર.
૬ બુકસેલર મેઘજી હીરજી પાયધુની—મુબઇ
૭ શેઠ રતિલાલ કેશવલાલ, પ્રાંતિજ.
૮ શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિ મંડલ. પેથાપુર

# संक्षिप्त श्रावकाचार

नत्वा श्रीमन्महावीरं । सद्भूतार्थप्रकाशकं ॥
श्राद्धानामुपकृत्यर्थम् । श्राद्धकृत्य विभज्यते ॥ १ ॥

જ્ઞાનાદિ લક્ષ્મીએ કરીને યુક્ત અને લોકાલોકનુ સ્વરૂપ પ્રકાશ કરનારા વીરપ્રભુને નમસ્કાર કરીને સ્વપરને હિતકારક શ્રાવકકૃત્યને હુ કહુંછુ

મનુષ્ય માત્ર સુખની વાછા કરેછે તે સપૂર્ણ સુખ આ જીવને મોક્ષ પ્રાપ્ત થયે મળે છે તે મોક્ષની પ્રાપ્તિ ધ્યાનથી થાય છે, અને ધ્યાન મનની શુદ્ધિથી થાય છે, અને મનશુદ્ધિ કષાય જીતવાથી થાય છે, કષાયનુ જીતવુ ઇદ્રિયનો જય કરવાથી થાય છે, ઈંદ્રિયજય સદાચારથી થાય છે, માટે સર્વને સદાચાર પાળવાની આવશ્યકતા છે તે કારણમાટે સુશ્રાવકને દિન પ્રત્યે શુ કાર્ય કરવુ તેનુ વિવેચન કરાય છે શ્રાવક એકવીશ ગુણોએ કરીને યુક્ત હોવો જોઇએ તે ગુણો નીચે પ્રમાણે જાણવા.

૧ અક્ષુદ્ર ( ગભીર હૃદયવાળો ), ૨ રૂપવાન્ ( જેના અગોપાંગ અને ઇદ્રિયો વિકાર રહિત સારાં હોય ), ૩ પ્રકૃતિસૌમ્ય ( શાંતસ્વભાવી, પાપથી દૂર રહેનારો અને ચાકર નોકરો રાજી

ખુશીથી સેવા કરે તેવા ) ૪ લોકપ્રિય ( દાન શીળ વિનય વગેરે ગુણોથી લોકોના મનમા પ્રીતિ ઉત્પન્ન કરનારો ), ૫ અક્રૂર ( મનમાં કલેશ નહિ રાખનાર ) ૬ ભીરૂ ( પાપથી અને અપયશથી ડર રાખનારો ), ૭ અશઠ ( કોઇને નહિ ઠગનારો ), ૮ સુદાક્ષિણ્ય ( કોઇની પ્રાર્થનાનો ભગ નહિ કરનાર ), ૯ લજ્જાળુ ( મનમાં શરમ હોવાથી ખોટા કાર્યને વર્જનાર ) ૧૦ દયાળુ, ૧૧ મધ્યસ્થ, ૧૨ ગુણરાગી અને નિર્ગુણીની ઉપેક્ષા કરનારો, ૧૩ સત્કથ ( ધર્મ-કથાનો રાગી ) ૧૪ સપક્ષયુક્ત ( જેનો પરિવાર શીલવત અને વડીલની આજ્ઞાનુસાર ચાલનાર હોય ) ૧૫ સુદીર્ઘદર્શી ( દીર્ઘદ્રષ્ટિ-વાળો ) ૧૬ વિશેષજ્ઞ ( વસ્તુધર્મને યથાર્થ રીતે સમજનારો ) ૧૭ વૃદ્ધાનુગ ( ગુણવૃદ્ધ જ્ઞાનવૃદ્ધ અને વયોવૃદ્ધની સેવા કરનારો તથા તેમના કહેવા પ્રમાણે ચાલનારો ) ૧૮ વિનીત ( ગુણીનો વિનય કરનાર ) ૧૯ કૃતજ્ઞ ( કરેલ ઉપકારને નહિ ભૂલનાર ), ૨૦ પરાહતાર્થકારી ( પરનું હિત કરનારો ), ૨૧ લબ્ધલક્ષ ( ધર્મ-કૃત્યમાં જેને સારી શીખામણ લાગેલી છે એવો )

આ પ્રમાણે એકવીશ ગુણોએ કરીને યુક્ત જિનાજ્ઞાને હૃદયને વિષે ધારણ કરી જિનાજ્ઞાનુસાર વર્તનારને શ્રાવક કહીએ તેણે રૂડો આચાર કેમ પાળવો તે કહે છે -

પાછલી રાત્રે પહોર રાત્રિ શેષ રહે ત્યારે નિદ્રાનો ત્યાગ કરી નવકારમત્રનું સ્મરણ કરવું નિદ્રા વિશેષ લેવી નહિ. સવારમાં મોડા ઉઠવાથી બળ બુદ્ધિ આયુષ્ય અને ધનની હાનિ થાય છે માટે વહેલા ઉઠવું નવકારમત્રનું સ્મરણ કરતો શય્યાનેવિષે બેસી દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવથી ઉપયોગ કરે કે હું શ્રાવક છુ કે બીજો કોણ છુ ?

એવા વિચાર કરવો તે દ્રવ્યથી ઉપયોગ, હું પોતાના ઘરમાં છુ કે પારકે ઘેર, મેડા ઉપર કે ભૂતળ ઉપર એવો વિચાર કરવો તે ક્ષેત્રથી ઉપયોગ; રાત્રિ છે કે દિવસ છે એવો વિચાર કરવો તે કાળથી ઉપયોગ મન, વચન અને કાયાના દુખથી હુ પીડાએલો છુ કે નહિ એવો વિચાર કરવો તે ભાવથી ઉપયોગ, એવો ચતુર્વિધ ઉપયોગ દીધા પછી નિદ્રા બરાબર ગઇ ન હોય તો નાસિકા પકડીને શ્વાસોશ્વાસ રોકે તેથી નિદ્રા તદ્દન જાય, એટલે તે વખતે ડાબી અગર જમણી બાજુની જે નાડી વહેતી હોય તે તરફનો પગ પ્રથમ ધરતી ઉપર મૂકી શય્યાથી ઉઠે બારણુ જોઇને બહાર નીકળી કાયચિંતા નિવારે તે વખતે કોઇને બોલાવે તો ધીમે સાદે બોલાવે કેમકે ઉતાવળા બોલવાથી કે ખુખારા, ખાસી, હુકાર વગેરેથી ગીરોની વગેરે હિંસક પ્રાણીઓ જાગે, પડોસના માણસો જાગ્રત્ થઈ આરંભના કાર્યો કરે વગેરે અનર્થ કાર્યના કારણિક બનવુ પડે માટે મંદસ્વરથી કોઇને કાંઈ બતાવવુ પડે તો બોલવુ દેહચિંતા નિવારણ કર્યા બાદ શુદ્ધવસ્ત્ર પહેરી પૂર્વદિશિ સન્મુખ અથવા ઉત્તરદિશિ સન્મુખ પવિત્ર શરીરે પવિત્ર સ્થાનકે બેસી મન સ્થિર રાખીને શ્રીનવકારમંત્રનો જાપ કરે, કેમકે અપવિત્ર અથવા પવિત્રપણે સુખિયો અથવા દુખિયો થકો પણ જે પ્રાણી નવકાર પ્રત્યે ધ્યાવે તે સર્વ પાપથી મૂકાય છે અંગુલીને ટેરવે જે નવકારનો જાપ કરે, જે મેરૂ ઓળંઘી જાપ કરે, વળી સંખ્યા રહિત જાપ કરે તેનુ પ્રાયે અલ્પ ફળ હોય, જાપ ત્રણ પ્રકારે છે ઉત્તમ, મધ્યમ અને જઘન્ય. એમાં કમળ આદિકના વિધિએ જે ગણે તે પ્રથમ મુખ્ય જાણવો નવકારવાળીએ ગણે તે મધ્યમ જાપ જાણવો મૌન ધારણ કર્યા વિના, સંખ્યા વિના, મન સ્થિર વિના,

સ્થાનક વિના અને ધ્યાન વિના જે ગણે તે ત્રીજો જઘન્ય જાપ જાણવો જાપ કર્યા પછી હુ કોણ ? મારી જાતિ કઇ ? કુળ કોણ ? દેવ કોણ ? ગુરૂ કોણ ? ધર્મ કયો ? અભિગ્રહ કયા ? અવસ્થા કઇ ? મે પોતાનુ કર્તવ્ય કર્યું કે નહિ ? કાંઇ અકૃત્ય કર્યું કે શુ ? કાંઇ કર્તવ્ય કરવાનુ બાકી છે કે શુ ? કરવાની શક્તિ છતે પ્રમાદવશથી નથી કરાતુ એવુ કાંઇ છે કે કેમ ? પારકા જન મારૂ શુ સારૂ માઠુ જુવે છે ? હુ પોતાનુ શુ સારૂ માઠુ જોઉછુ ? કયો દોષ હુ છાડતો નથી ? આજે કયા તીર્થંકરનુ કલ્યાણક છે ? આજે તિથિ કઈ છે ? મારે શુ વ્રત નિયમ કરવા છે ? તે વિચારે ચૌદ નિયમ ધારે પછી ઉપાશ્રયે અથવા પોતાને ઘરે શુદ્ધ સ્થાનકે જઇને પોતાનાં પાપ શુદ્ધ કરવાને અર્થે પડિત પુરૂષોએ પ્રતિક્રમણુ કરવુ પ્રતિક્રમણુ નહિ કરનાર ખોટા સ્વપ્ન આવેલ હોય તેના દોષ નિવારવા ૧૦૮ શ્વાસો શ્વાસનો કાઉસગ્ગ કરવો એટલે સાગરવર ગભીરા ' સુધી ચાર લોગસ્સનો કાઉસગ્ગ કરવો પ્રતિક્રમણ કરી રહ્યા બાદ પોતાના કુળ ક્રમને યાદ કરતા પછી મગળિક સ્તુતિ ભણવી. પછી જિનમદિર જાય ત્યાં કીધી છે નિસીહીની ક્રિયા જેણે એવો સમસ્ત દેરાસરની આશાતનાઓને ટાળતો શ્રી ભગવતને ત્રણ પ્રદક્ષિણાયે નમો જિનાય આદિ સ્તુતિનાં પદ ભણતો થકો અક્ષત-ફળ-નૈવેદ્ય પ્રભુ આગળ મૂકે જમણે પાસે પુરૂષ અને ડાબે પાસે સ્ત્રી ઉભી રહીને ભગવત પ્રત્યે વાદે તે વખતે જઘન્ય નવ હાથથી માડી સાઠ હાથનો અવગ્રહ મૂકી એટને તેટલે દૂર ભગવતથી રહ્યાથકાં વાંદે ત્યારપછી ઉત્તરાસણુ કરી ભની યોગમુદ્રાએ રહી મીઠી વાણીથી ચૈત્યવદન કરે. (પેટ ઉપર બે કોણી રાખી કમળના કોશને આકારે આંગળા, હથ

આગળી ભેળા કરીયે તે યોગમુદ્રા ) પછી પોતાને ઘેર જઇ પ્રભાત સમયની ક્રિયા કરે પછી ભોજન, વસ્ત્ર અને ઘરના માણસની ચિંતા કરે બાંધવ તથા દાસને પોતપોતાના કાર્યને વિષે થાપીને આઠ બુદ્ધિના ગુણે કરી સહિત પોશાળે ગુરૂ પાસે જાય

૧ ગુરૂસેવા, ૨ ધર્મ સાંભળવો, ૩ ધર્મ ગ્રહણ કરવો, ૪ ધારવો, ૫ વિચારવો, ૬ ઉહાપોહ કરવો, ૭ અર્થ જાણવો, ૮ તત્ત્વજ્ઞાન કરવું એ આઠ બુદ્ધિના ગુણ જાણવા શાસ્ત્ર સાંભળવાથી ધર્મને જાણ થાય. તેથી દુષ્ટ મતિનું છાંડવું થાય, જ્ઞાન પામે વૈરાગ્યની પ્રાપ્તિ થાય, માટે પોશાળે જઇ બે હાથ બે પગ અને મસ્તક, એ પચાગવડે ગુરૂ અને બીજા સાધુઓને ખમાસમણ દેઇને ગુરૂની આશાતના છાંડતો થકો ધર્મ સાંભળવા બેસે ગુરૂ પાસે બેઠાં થકા પગ ન બાંધીએ, પગ લાંબા પ્રસારીએ નહિ, પગ ઉપર પગ ન ચડાવીએ હાથ ઉંચી કરી બતાવીએ નહિ, પાછળ બેસવું નહિ, આગળ બેસવું નહિ, પડખે બેસવું નહિ, પરંતુ ગુરૂ સન્મુખ બેસવું બીજા આવેલ માણસને ગુરૂના બોલાવ્યા વિના પોતે બોલાવવા નહિ ગુરૂના મુખ સન્મુખ એકાગ્ર ચિત્તથી દૃષ્ટિ રાખી ધર્મ સાંભળવા બેસે, પોતાના મનના સંદેહ ટાળે વ્યાખ્યાન ઉઠયા બાદ દેવગુરૂના ગુણ ગાનારા યાચકવર્ગને યથાશક્તિ દાન આપ્યા પછી યથાશક્તિ પચ્ચખાણ કરે, કેમકે વિરતિ વિના જે દાતાર હોય તે પણ તિર્યંચની યોનિમાં જઇ ઉપજે, હાથી ઘોડાના ભવ પામે, ભોગ ભોગવતા પણ બંધનમાં પડયા રહે પચ્ચખાણ સહિત દાન દેનાર નરકે ન જાય, તિર્યંચમાં ન જાય, દયાવંત હોય તે આયુષ્ય હીન ન થાય, સત્યવાદી હોય તેનો માઠો સ્વર ન હોય, તપસ્યા સર્વ ઈંદ્રિયરૂપ

મૃગલાને વશ કરવાને જાળપાશ સમાન છે કષાયરૂપ તાપ ટાળવાને દ્રાક્ષ સમાન છે, કર્મરૂપ અજીર્ણ ટાળવાને હરડે સમાન છે જે વસ્તુ દૂર અને દુઃખે પ્રાપ્ત કરવા યોગ્ય હોય, દેવને પણ દુર્લભ હોય તે સર્વ તપસ્યાઓ કરી મળાય છે માટે યથાશક્તિ તપસ્યા કરવી.

પછી બજારમા જઇ ધર્મનીતિથી દ્રવ્ય કમાવાને વ્યાપાર કરે મિત્રના ઉપકાર અર્થે ભાઇના ઉદય અર્થે ઉત્તમ પુરુષો લક્ષ્મી ઉપાર્જન કરે પોતાનુ પેટ તો તિર્યંચ પણ ભરે છે વ્યાપારથી આજીવિકા ચલાવવી તે ઉત્તમ જાણવી ખેતીવાડીથી આજીવિકા મધ્યમ અને નોકરી કરીને આજીવિકા ચલાવવી તે જઘન્ય જાણવી, અને ભિક્ષા માગી પેટ ભરવું તે અધમાધમ આજીવિકા જાણવી તે માટે નીચ વ્યાપાર પોતે કરે નહિ, બીજા પાસે કરાવે નહિ ઘણા આરંભરૂપ મહાપાપ જેમાં છે લોકમાં જેની નિંદા થાય છે ઉભય લોક વિરૂદ્ધ છે, એવુ કાર્ય આચરે નહિ આ પ્રમાણે પહેલા પહોરનુ કાર્ય સંપૂર્ણ થયુ

હવે બીજે પહોરે ઘેર જઇ જીવ રહિત જમીન ઉપર પૂર્વદિશિ સંમુખ બેસી સ્નાન કરે ભલા પરનાળાવાળુ બાજોઠ સ્નાન અર્થે રાખે રજસ્વલા સ્ત્રીનો અથવા ચંડાળનો સ્પર્શ થયો હોય અથવા સૂતક લાગ્યુ હોય અથવા સ્વજનાદિનુ મૃત્યુ થયુ હોય તો સર્વાંગે સ્નાન કરવુ સ્નાન અર્થે પાણી નાખ્યાથી જીવ હણાય એવા સ્નાનધર્મથી મિથ્યાત્વી જનો પોતાના જીવને મલીન કરે છે, અને શરીરને પવિત્ર કરે છે સ્નાન કર્યા બાદ ભીંનુ વસ્ત્ર મુકી કાબળ આદિ વસ્ત્ર પહેરી કેશ ભીના હોય ત્યા સુધી ત્યાજ ઉભો રહે પછી ઘરના દેરાસર

પાસે જઇ ધરતી પુંજી ત્યાં પૂજાનાં વસ્ત્ર સફેદ અને ફાટયા વિનાનાં શુદ્ધ પહેરી અષ્ટ પટ મુખકોશ બાંધે પછી પોતાના અંગે તિલક કરી હાથ ધોઇ અષ્ટ પ્રકારી પૂજા કરે દેવપુજા અવસરે ૧ મન, ૨ વચન, ૩ કાયા, ૪ વસ્ત્ર ૫ ભૂમિ, ૬ પૂજાનાં ઉપકરણ એ સાત વાનાં શુદ્ધ રાખવાં. પૂજા વખતે પુરૂષે કદી સ્ત્રીનુ વસ્ત્ર પહેરવુ નહિ તેમ સ્ત્રીએ પુરૂષનુ વસ્ત્ર પહેરવુ નહિ જો પહેરે તો કામ તથા રાગની વૃદ્ધિ થાય શુદ્ધ જળ લાવી પ્રભુને પખાળ કરી અગનૂલુણાની શરીર સૂકુ કરે, પછી અષ્ટ પ્રકારી પૂજા કરે અષ્ટ પ્રકારી પૂજાનો ક્રમ—ચદન, કુસુમ, ધૂપ, અક્ષત ફળ નૈવેદ્ય, દીપ જળ એ અષ્ટ પ્રકારી પૂજા જાણવી કસ્તુરી-કેસર કપૂર તેણે કરીને મિશ્રિત મનોહર ચદન વડે રાગદ્વેષાદિક રહિત ચોસઠ ઈદ્રે જેમ પૂજા કરી તેમ પૂજા કરવી તે પ્રથમ ચદનપૂજા જાણવી પછી જાઇ, જાસુસ, ગુનાબ, મોગરો કુદ, ચપક, મચકુદ, સો પાંખડીના કમળ વગેરે પુષ્પોથી પૂજા કરવી તે દ્વિતીયા પુષ્પપૂજા જાણવી કાળા અગરનો કરેલો, સાકર સહિત, ઘણાં કપૂરે સહિત અને ઘણા પ્રયત્ને બનાવેલો એવો ધૂપ ભગવત આગળ ઉખેવવો તે તૃતીયા ધૂપપૂજા જાણવી ગ્યા ।, દર્શન અને ચારિત્ર એ ત્રણ ભાવ મનમા ચિતવી ત્રણ ઢગના અખડિત સ્વચ્છ ચોખાના કરે, સ્વસ્તિક કરે તે ચતુર્થી અક્ષતપૂજા જાણવી ભના નાળિયેર ફનસ, પપનસ, બીજોરા સોપારી, આમા પ્રમુખ ફળ મુકવા તે પચમી ફળપૂજા જાણવી ભલા લાડવા વડાં, માડા, ચોખા, દાળ પ્રમુખ રસોઇ, પકવાન વગેરે પ્રભુ આગળ ધરવા તે ષષ્ઠી નૈવેદ્યપૂજા. પછી દીપક કરવો તે સપ્તમી દીપકપૂજા પ્રભુ ઉપર જળની ધાર કરવી તે અષ્ટમી જળપૂજા જાણવી પૂજા કરનાર

પાક્ષિક, અને ફાગણ, અશાડ અને કાર્તિક શુદિ ૧૪ ચોમાસી, ને ભાદરવા શુદિ ૪ સંવત્સરી પ્રતિક્રમણ કરે પછી ગુરુની વૈયાવચ્ચ કરે પછી ગામનાં દેરાસર વદન કરી ઘરપ્રત્યે જાય. ત્યાં પગ પોઇ પચ પરમેષ્ઠી નવકાર ગણે જે રાગી પુરુષ ઉપર પણ વિરાગી થાય તે સ્ત્રીને કોણ ભોગવે ? જે પડિત હોય તે મુક્તિરૂપિણી સ્ત્રીનેજ ભોગવે કેમકે મુક્તિરૂપિણી સ્ત્રી છે તે વૈરાગી ઉપર રાગિણી છે, એવુ સ્ત્રીનું અસારપણુ ચિતવનો થોડીવાર સમાધિવત થકા ચાર શરણુ સભારનો ક્રમે ક્રમે સુખ નિદ્રા લે. બુદ્ધિમાન્ પુરુષ ધર્મનાં પર્વ વિષે સ્ત્રીને ભોગવે નહિ. પ્રજાર્થેજ ફક્ત મૈથુ। સેવ્યા બાદ સ્ત્રીથી અલગ પથારી ઉપર શરીર શુદ્ધિ કરી નવમસ્મત્રનુ સ્મરણ કરતો નિદ્રા કરે એ પ્રકારે શ્રાવકનુ દિવસનુ કૃત્ય કહ્યુ

પર્વ તિથિએ વિશેષ પ્રકારે તપસ્યા આદિ ધર્મકૃત્યમાં તત્પર રહે જિનેશ્વરની આણા હૃદયમા ધારણ કરે મિથ્યાત્વનો પરિહરે અને સમ્યક્ત્વને ધારણ કરે બહુવિધ આવશ્યક ક્રિયામા હમેશપ્રત્યે ઉદ્યમ વત થાય પર્વ દિવસે પોસહ આદિ વ્રત કરે દાન, શીયળ તપ અને ભાવનામા આસક્ત રહે હમેશા સ્વાધ્યાય કરે નવકારનો જાપ કરે જયણાપૂર્વક વર્તે જિનપૂજા જિનસ્તુતિ [illegible] સાધર્મી

રીવાજે રાખવા નહી એ પ્રમાણે શ્રાવકધર્મને વર્ણવતો છતો હુ સમાપ્તિ અવસરે મગળાચરણરૂપ અર્હત દેવની સ્તુતિ કરૂ છુ શ્રાદ્ધ-વિધિ તથા આચારોપદેશ આદિ ગ્રંથોથકી ઉદ્ધરીને મે અલ્પ મતિવાળાએ આ રચના કરી તે દેવગુરૂના પ્રસાદથકી વીરશાસન લગી જયવતી વર્તો

सर्वमगल्मागल्य । सर्वकल्याणकारणम् ॥
प्रधान सर्व धर्माणा । जैन जयति शासनम् ॥ १ ॥

# तत्त्व विचार.

## ॐ पार्श्वनाथाय नमः

દોહા.

પુરિસાદાણી પાર્શ્વનાથ, ત્રેવીશમા સુખકાર
પદપંકજ નમી તેહના, વળી સદ્ગુરૂ જયકાર.—૧
સૂત્ર ગ્રંથ અનુસારથી, ભવિજનને હિતકાર,
અતિ સુખદાયક ગ્રંથ એ, નામે તત્ત્વવિચાર —૨
સમવસરણ બેસી પ્રભુ દિયે દેશના સાર,
નવ તત્ત્વ પ્રકાશિયા કરીશ હું લેશ વિચાર —૩
જીવાજીવ ને પુણ્ય પાપ, આસ્રવ સંવર જાણ,
નિર્જરા બંધ ને મોક્ષ નવ, તત્ત્વ કહે જિનભાણ —૪

તત્ત્વ નવ છે ૧ જીવતત્ત્વ, ૨ અજીવતત્ત્વ, ૩ પુણ્યતત્ત્વ, ૪ પાપતત્ત્વ, ૫ આસ્રવતત્ત્વ, ૬ સંવરતત્ત્વ, ૭ નિર્જરાતત્ત્વ, ૮ બંધતત્ત્વ, ૯ મોક્ષતત્ત્વ

## જીવતત્ત્વ

જીવ બે પ્રકારના છે ૧ મુક્તિના, ૨ સસારી

૧ આઠ કર્મથકી રહિત થયા હોય અને મોક્ષસ્થાનમા બિરાજમાન હોય તેને મુક્તિના જીવ કહે છે

૨ આઠ કમ સહિત હોય તેને સસારી કહે છે
સસારી જીવના બે ભેદ છે ૧ સ્થાવર ૨ ત્રસ.

સ્થાવરના પાચ ભેદ છે ૧ પૃથ્વીકાય ૨ અપ્કાય, ૩ તેઉકાય, ૪ વાયુકાય, ૫ વનસ્પતિકાય એક સ્પર્શેન્દ્રિયવાળા પાચ સ્થવર એકેન્દ્રિય જીવો છે

પૃથ્વીકાયના ભેદ–સ્ફટિકમણિ રત્ન પરવાળાં, હિંગલોક, હડતાળ અને પારો સોનુ, રૂપુ, ત્રાબુ કથીર જસત સીસુ, લોઢુ એ સાત ધાતુ અગ્નિકાયના સયોગે તેઉકાય કહેવાય છે અગ્નિસંયોગ–અભાવે પૃથ્વીમાય છે ખડી, રમચી અરણેટો પાષાણ પલેવો પાષાણ પાચ વર્ણનો અભરખ, તુરી ખારો, માટી, પાષાણ, સુરમો સૈધવ સાજી િડનવણ કાચલવણ તથા સમુદ્રલવણ ઇત્યાદિ પૃથ્વીમય સમારી જીવોના ભેદ છે

અપ્કાયના ભેદ–કૂવાનુ પાણી, આકાશથી પડેલુ પાણી ઓસનું પાણી હિમ, કરા ઘાસના ઉપર પડેલા પાણીના બિદુ ધૂમસ્ ઘનોદધિ આદિ અપ્કાય જીવના ભેદ છે

તેઉકાયના ભેદ–જ્વાળા વિનાનો અગ્નિ જેને અગારા કહે છે, જ્વાળાનો અગ્નિ ભ્રાસક ઉલ્કાપાત, વજ્રનો અગ્નિ, કોઇક કાળમાં આકાશમા અગ્નિના તણખા ઉડતા દેખાય છે તે,

દરિયાનો અગ્નિ, વિજળી આદિ અગ્નિકાય સંસારી જીવના ભેદ જાણવા.

વાયુકાયના ભેદ–આકાશમા તૃણાદિના છેડાને ભમાવનાર ઉદ્ભ્રામકવાયુ, નીચો પડતો હોય તે ઉત્કલિક વાયુ, વટોળિયો, કોઇ કાળે મોટો વાયરા થાય તે મહાવાયુ, હળવે હળવે વાય તે શુદ્ધ વાયુ, ગુંજારવ કરતો વાય તે ગુંજવાયુ, જે બે વાયુના આધારે નરક દેવલોકાદિ રહેલાં છે તે એક ઘનવાયુ અને બીજો તનુવાયુ કહેવાય છે ઈત્યાદિ વાયુમય જીવના ભેદ છે

વનસ્પતિકાયના ભેદ–વનસ્પતિ બે પ્રકારની છે ૧ સાધારણ વનસ્પતિ, ૨ પ્રત્યેક વનસ્પતિ

૧ અનતજીવો વચ્ચે એક શરીર હોય તેને સાધારણ વનસ્પતિ કહે છે

૨ એક શરીરમાં એક જીવ હોય તેને પ્રત્યેક કહે છે

૧ સાધારણ વનસ્પતિના ભેદ–સુરણાદિ સર્વ જાતના કંદ, બાહેર નીકળેલા અંકુરા, સર્વ જાતિની કુંપળો, પંચવર્ણી શેવાળ, વર્ષાકાળમા છત્રના આકારે પૃથ્વીમાથી નીકળે છે તે ભૂમિફોડા, લીલુ આદુ, લીલી હળદર, લીલો કચુરા એ ત્રણને આર્દ્રકત્રિક કહે છે, ગાજર, મોથ, વથુવો, ( શાક ભેદ ), થેગ, પલ્લંકાની ભાજી, સર્વ કોમળ ફળ, જેની ગૂઢ શિરા હોય તે શણાદિકના પાદડા, જારનાં પાદડા, થોહરની સર્વ જાતિ, કાટાલો, ખુરશાણી, કુંઆરી, ગુગળ ગળો, છેદ્યા છતા વાવ્યાથી ફરી ઉગનાર એ સર્વે સાધારણ વનસ્પતિ વા અનતકાય કહીએ એ સાધારણનુ ભક્ષણ કરવાથી મહા પાપ થાય છે માટે તેનુ ભક્ષણ કરવુ નહી.

જાઇ શકે છે તેને કલ્પ દેવતા કહે છે

૨ જેને સ્વામી-સેવકપણુ નથી અને પૃથ્વી ઉપર આવી શકતા નથી તેને કલ્પાતીત કહે છે

મતલબ કે-કલ્પ એટને આચારવાળા અને કલ્પાતીત-આચાર રહિત બાર દેવલોક સુધીના કલ્પ દેવો છે, તે ઉપરના કલ્પા તીત દેવો છે સમભૂતના પૃથ્વી છે ત્યાથી સાતસે નેવુ જોજન માડીને નવસે જોજન પર્યંત ઉચા જ્યોતિષી દેવતાઓ રહે છે ત્યાથી એક રાજને આશરે ઉચા જઇએ ત્યારે દક્ષિણ દિશાએ સૌધર્મ દેવલોક અને ઉત્તર દિશાએ ઇશાન દેવલોક એ રીતે બે દેવલોક જોડાજોડ છે સૌધર્મ દેવલોકે ૩૨ લાખ વિમાન છે ઇશાને અઠાવીશ લાખ વિમાન છે ત્યાથી કેટલાક ઉચે જઇયે ત્યારે ત્રીજા સનત્કુમાર દક્ષિણ દિશામાં અને ઉત્તર દિશામા માહેદ્ર દેવલોક એ રીતે બે દેવલોક જોડાજોડ છે ત્યારપછી પાંચમો બ્રહ્મ દેવલોક છઠ્ઠો લાતક દેવલોક, સાતમો શુક્ર આઠમો સહસ્રાર, એ ચાર દેવલોક કેટલેક કેટનેક અતરે એકના એમ જ છે ત્યાથી કેટલાક ઉચે જઇએ ત્યારે નવમો આનત અને દશમો પ્રાણત એ બે દેવલોક અનુક્રમે દક્ષિણ ઉત્તર દિશાએ જોડાજોડ છે ત્યાથી કેટલાક ઉચે જઇએ ત્યારે અગિયારમો આરણ અને બારમો અચ્યુત એ બે દેવલોક અનુક્રમે દક્ષિણ ઉત્તર દિશાએ જોડાજોડ આવેલા છે ત્યાથી કેટલાક ઉચા જઇએ ત્યારે ચૌદરાજ લોકરૂપ પુરૂષના ગળાને સ્થાનકે નવ ગ્રૈવેયક છે તે વાર પછી કેટલેક ઉચે પાંચ અનુત્તર વિમાન છે તે વાર પછી ચૌદરાજ લોકરૂપ પુરૂષના લલાટને ઠેકાણે સિદ્ધશિલા છે સ્તાલીશ લાખ જોજનની લાબી પહોળી છે, આઠ યોજનની

જાડી છે અને માખીની પાંખ જેવી પાતળી છે, તેના ઉપર એક યોજનના ચોવીશમા ભાગે સિદ્ધ મહારાજા સ્વસ્વઅવગાહનાએ બિરાજી રહ્યા છે

કિલ્વિષિયા દેવતાઓ વૈમાનિક જાતિના છે, પણ તેમની નીચ જાતિ છે તેથી હલકા કામ, દાસપણુ આદિ તેમને કરવુ પડે છે. તેમના સ્થાન —

પહેલા અને બીજા દેવલોકની નીચે ત્રણ પલ્યોપમના આયુષ્ય વાળા રહ્યા છે

ત્રીજા અને ચોથા દેવલોકની નીચે ત્રણ સાગરોપમના આયુષ્ય-વાળા રહ્યા છે

પાચમા અને છઠ્ઠા દેવલોકની નીચે તેર સાગરોપમના આયુષ્ય વાળા રહ્યા છે

એ ત્રણુ કિલ્વિષિયા દેવો ચડાળ સરખા કામ કરનાર જાણવા.

પાચમા દેવલોકની છેડે ઉત્તર અને પૂર્વની અભ્યતર કૃષ્ણરાજીમાં નવ પ્રકારના લોકાંતિક દેવો રહે છે એમનુ આઠ સાગરોપમનુ આયુષ્ય છે લોકાંતિક દેવનો એવો આચાર છે કે જ્યારે તીર્થંકર ભગવાનને દીક્ષા લેવાનો અવસર થાય છે ત્યારે તેઓ તીર્થંકર મહારાજાને અહી આવી વિનયપૂર્વક વદન કરી ‘ દીક્ષા લેઇ જગત્ જીવનો ઉદ્ધાર કરો ’ એમ વિનતિ કરે છે

હવે ત્રીજા સનત્કુમારે બાર લાખ વિમાન છે માહેદ્ર દેવલોકે આઠ લાખ વિમાન છે બ્રહ્મ દેવલોકે ચાર લાખ વમાન છે. લાતકે પચ્ચાશ હજાર, શુક્ર દેવલોકે ચાલીશ હજાર, આઠમા સહસારે છ હજાર,

આણુત તથા દશમા પ્રાણુત દેવલોકમા શાગ્મે વિમાન અને આરણ્ તથા બારમા અચ્યુત દેવલોક એમ બેમાં મળી ત્રણસે વિમાન છે હેઠલા ત્રણ ગ્રૈવેયકે ૧૧૧ વિમાન વચલા ત્રણ ગ્રૈવેયકે ૧૦૭ વિમાન ઉપરના ત્રણ ગ્રૈવેયકે ૧૦૦ વિમાન છે

ઉપર પાચ અનુત્તર વિમાને પાચ વિમાન છે

સૌધમના સામાનિક દેવતા ૮૪ હજાર ઇશાનેદ્રના ૮૦ હજાર, સનત્કુમારેદ્રના ૭૨ હજાર માહેદ્રના ૭૦ હજાર, બ્રહ્મેદ્રના ૬૦ હજાર, લાંતકેદ્રના ૫૦ હજાર મહાશુક્રેદ્રના ૪૦ હજાર, સહસ્રારેદ્રના ૩૦ હજાર, આણુતપ્રાણુતેદ્રના ૨૦ હજાર આરણ-અચ્યુતેદ્રના ૧૦ હજાર સામાનિક દેવતા જાણવા

એ સામાનિક દેવતાથકી ચાર ગુણા આત્મરક્ષ દેવતા દરેક ઇદ્રને હોય છે

સૌધર્મ દેવલોકમા મૃગનુ ચિન્હ છે ઇશાન દેવલોકમાં પાડાનું ચિન્હ છે સનત્કુમારે સુઅરનું ચિન્હ છે માહેદ્ર દેવલોકમા સિહનુ ચિન્હ છ બ્રહ્મદેવલોકે બોકડાનુ ચિન્હ છે શુક્રે ઘોડાનુ ચિન્હ છે સહસ્રારે હાથીનુ ચિન્હ છે આણુતે સર્પનુ ચિન્હ છે પ્રાણુતે ગેડાનું ચિન્હ છે આરણે વૃષભનુ ચિ હ છે અચ્યુતે મૃગવિશેષ જાતિ આદિ ચિન્હ જાણવા એ ચિ હ મુગટમા હોય છે

સૌધર્મ અને ઇશાન એ બે દેવલોકને ઘનોદધિ આધાર છે ત્રીજા, ચોથા અને પાચમા દેવલોકને ઘનવાતનો આધાર છે ઘનવાત જામેલો વાયુ છે, તે હાલે ચાલે નહિ છઠા સાતમા અને આઠમા દેવલોકને ઘનોદધિ અને ઘનવાત એ બન્નેનો આધાર છે ઉપરના વિમાન આકાશને આધારે રહ્યાં છે

પહેલે તથ બીજે દેવલોકે ૨૭૦૦ યોજન પૃથ્વીપિડ અને ૫૦૦ યોજન વિમાનની ઉચાઈ, ત્રીજે તથા ચોથે દેવલોકે ૨૬૦૦ યોજન પૃથ્વીપિડ અને ૬૦૦ યોજન વિમાનની ઉચાઇ, પાચમે તથા છઠ્ઠે દેવલોકે ૨૫૦૦ યોજન પૃથ્વીપિડ અને ૭૦૦ યોજન વિમાનની ઉચાઇ, સાતમે તથા આઠમે દેવલોકે ૨૪૦૦ યોજન પૃથ્વી પિડ અને ૮૦૦ યોજન વિમાનની ઉચાઇ, નવમે, દશમે, અગિયારમે તથા બારમે એ ચાર દેવલોકે ૨૩૦૦ યોજન પૃથ્વીપિડ અને ૯૦૦ યોજન વિમાનનું ઉચપણુ, નવ ગ્રૈવેયકે ૨૨૦૦ યોજન પૃથ્વીપિડ અને ૧૦૦૦ યોજન વિમાનનુ ઉચપણુ, પાંચ અનુત્તરવિમાને ૨૧૦૦ યોજન પૃથ્વીપિડ અને ૧૧૦૦ યોજન વિમાનની ઉચાઇ છે

સૌધમ તથા ઇશાનદેવલોકે ધજાસહિત પાચે વર્ણના વિમાન છે

સનત્કુમાર તથા માહેદ્રે એક કાળો વર્ણ વર્જીને ચાર વર્ણના વિમાન છે બ્રહ્મ તથા લાતકે કાળો અને નીલો વર્ણ વર્જીને ત્રણ વર્ણના વિમાન છે શુક્ર તથા સહસ્રારે કાળો, નીલો અને રાતો એ ત્રણ વર્ણ વર્જીને બે વર્ણના વિમાન છે ત્યાથી ઉપરના આણતાદિ ચાર દેવલોકે તથા નવ ગ્રૈવેયકે તથા પાચ અનુત્તર વિમાને ધોળા વર્ણના વિમાન છે

ભુવનપતિ, વ્યતર અને જ્યોતિષિના વિમાન વિવિધ વર્ણવાળા જાણવા

પહેલા દેવલોકના પહેલા પ્રતરને વિષે ઉડુ નામે મુખ્ય ઇદ્રિક વિમાન છે તે વૃત્તાકારે થાળ સરખુ પિસ્તાલીશ લાખ યોજન પ્રમાણ છે અને સર્વના ઉપર છેલ્લા બાસઠમા પ્રતરે એક લાખ યોજનનું સર્વાર્થસિદ્ધ નામે વૃત્તાકારે વિમાન છે

આણુત તથા દશમા પ્રાણુત દેવલોકમાં ચારસે વિમાન ૪ તથા બારમા અચ્યુત દેવલોક એમ બેમાં મળી ત્રણસે વિમાન, ત્રણ ગ્રૈવેયકે ૧૧૧ વિમાન વચલા ત્રણ ગ્રૈવેયકે ૧૦૭ વિમ ત્રણ ગ્રૈવેયકે ૧૦૦ વિમાન છે

ઉપર પાચ અનુત્તર વિમાને પાંચ વિમાન છે

સૌધર્મ ના સામાનિક દેવતા ૮૪ હજાર ઈશાનેદ્રના ૮ સનત્કુમારેદ્રના ૭૨ હજાર, માહેદ્રના ૭૦ હજાર બ્રહ્મેદ્રના લાંતકેદ્રના ૫૦ હજાર મહાશુક્રેદ્રના ૪૦ હજાર, સહસ્રા હજાર, આણતપ્રાણતેદ્રના ૨૦ હજાર, આરણ-અચ્યુતેદ્રના સામાનિક દેવતા જાણવા

એ સામાનિક દેવતાથકી ચાર ગુણા આત્મરક્ષક ઇદ્રને હોય છે

સૌધર્મ દેવલોકમા મૃગનુ ચિન્હ છે ઇશાન દેવલોક ચિન્હ છે સનત્કુમારે સુઅરનુ ચિન્હ છે માહેદ્ર દેવલોક ચિન્હ છે બ્રહ્મદેવલોકે બોકડાનુ ચિન્હ છે શુક્રે ઘોડાનુ સહસ્રારે હાથીનુ ચિન્હ છે આણુતે સર્પનુ ચિન્હ છે પ્રા ચિન્હ છે આરણે વૃષભનુ ચિન્હ છે અચ્યુતે મગવિશેષ જા ચિન્હ જાણવા એ ચિન્હ મુગટમા હોય છે

સૌધર્મ અને ઇશાન એ બે દેવલોકને ઘનોદધિ આધા ચોથા અને પાચમા દેવલોકને ઘનવાતનો આધાર છે ઘનવાત ઘ છે, તે હાલે ચાલે નહિ છઠ્ઠા, સાતમા અને આઠમા દેવલોકને બે ઘનવાત એ બ નેનો આધાર છે ઉપરના વિમાન આધારે રહ્યાં છે

છે તે એકેકા નિકાયને વિષે એક દક્ષિણ શ્રેણિનો અને એક ઉત્તરનો, એમ બે બે ઇંદ્ર છે કુમાર એ વિશેષણનુ સાર્થક પણ એટલા માટે છે કે તે દેવો બાળકની પેઠે રમે છે

| દશ ભુવનપતિનિકાય. | દક્ષિણશ્રેણિ ઇંદ્ર | ઉત્તરશ્રેણિ ઇંદ્ર |
|---|---|---|
| ૧ અસુરકુમારનિકાય | ચમરેંદ્ર | બલીંદ્ર |
| ૨ નાગકુમારનિકાય | ધરણેંદ્ર | ભૂતાનેંદ્ર |
| ૩ સુવર્ણકુમારનિકાય | વેણુદેવેંદ્ર | વેણુદાલીંદ્ર |
| ૪ વિદ્યુતકુમારનિકાય | હરિકંતેંદ્ર | હરિસહેંદ્ર |
| ૫ અગ્નિકુમારનિકાય | અગ્નિશિખેંદ્ર | અગ્નિમાનવેંદ્ર |
| ૬ દ્વીપકુમારનિકાય | પૂર્ણેંદ્ર | વિશિષ્ટેંદ્ર |
| ૭ ઉદધિકુમારનિકાય | જલકંતેંદ્ર | જલપ્રભેંદ્ર |
| ૮ દિશિકુમારનિકાય | અમિતગતીંદ્ર | અમિતવાહનેંદ્ર |
| ૯ વાયુકુમારનિકાય | વેલંબેંદ્ર | પ્રભંજનેંદ્ર |
| ૧૦ સ્તનિતકુમારનિકાય | ઘોષેંદ્ર | મહાઘોષેંદ્ર |
| | ૧૦ + | ૧૦ = ૨૦ ઇંદ્ર |

| | દક્ષિણશ્રેણિની ભુવનસંખ્યા. | ઉત્તરશ્રેણિની ભુવનસંખ્યા |
|---|---|---|
| ૧ અસુરકુમાર | ૩૪ લાખ ભુવન | ૩૦ લાખ ભુવન |
| ૨ નાગકુમાર. | ૪૪ લાખ ભુવન | ૪૦ લાખ ભુવન |
| ૩ સુવર્ણકુમાર | ૩૮ લાખ ભુવન | ૩૪ લાખ ભુવન |

અસુરકુમારના શરીર કૃષ્ણવર્ણે છે નાગકુમાર ને ઉદધિકુમારનાં શરીર ગૌરવર્ણે છે સુવર્ણકુમાર, દિશિકુમાર ને સ્તનિતકુમાર એ ત્રણના શરીર કનકવર્ણે છે એટલે કસવટી ઉપર સોનાની રેખા સમાન છે વિદ્યુતકુમાર, અગ્નિકુમાર અને દ્વીપકુમાર એ ત્રણના શરીર રાતા વર્ણે છે વાયુકુમાર પ્રિયંગુવૃક્ષ પરે નીલવર્ણે છે

અસુરકુમારના વસ્ત્ર રાતા છે નાગકુમાર, ઉદધિકુમાર, વિદ્યુતકુમાર, દ્વીપકુમાર તથા અગ્નિકુમાર, એ પાંચના વસ્ત્ર વર્ણે નીલ છે દિશિકુમાર સ્તનિતકુમાર અને સુવર્ણકુમાર, એ ત્રણના ધોળાં વસ્ત્ર છે વાયુકુમારના સધ્યારાગ સ શ છે

ચમરેદ્રને ચોસઠહજાર સામાનિક દેવો છે બલીદ્રને સાઠહજાર, અને બાખીના અઢાર ઇંદ્રને પ્રત્યેકને છ છ હજાર સામાનિક દેવો છે તે દરેકને સામાનિક દેવોના કરતા ચાર ગણા આત્મરક્ષક દેવતાઓ છે

---

જ્યોતિષી દેવોનુ સ્વરૂપ—૧ ચદ્ર, ૨ સૂર્ય, ૩ ગ્રહ, ૪ નક્ષત્ર અને ૫ તારા, એ જ્યોતિષી દેવો છે

સમભૂતળાપૃથ્વીથકી ૭૯૦ યોજન ઉચા જઇએ ત્યાથી ઉપર ૧૧૦ યોજનમાહે જ્યોતિષી દેવો રહે છે

આઠમે યોજન ઉપર સૂર્ય છે ૮૮૦ યોજને ચદ્ર છે ૮૮૪ યોજને નક્ષત્રો છે

સર્વે નક્ષત્રો અઠ્ઠાવીસ છે સર્વથી નીચુ ભરણિનક્ષત્ર ચાલે છે સ્વાતિનક્ષત્ર સર્વથી ઉપર ચાલે છે મૂળનક્ષત્ર સર્વથી બાહિરના મડળમા છે સર્વ નક્ષત્રની વચમા અભિજિતનક્ષત્ર ચાલે છે

| | | |
|---|---|---|
| ૪ વિદ્યુતકુમાર | ૪૦ લાખ ભુવન. | ૩૬ લાખ ભુવન. |
| ૫ અગ્નિકુમાર. | ૪૦ લાખ ભુવન. | ૩૬ લાખ ભુવન. |
| ૬ દ્વીપકુમાર. | ૪૦ લાખ ભુવન. | ૩૬ લાખ ભુવન. |
| ૭ ઉદધિકુમાર. | ૪૦ લાખ ભુવન. | ૩૬ લાખ ભુવન. |
| ૮ દિશિકુમાર | ૪૦ લાખ ભુવન | ૩૬ લાખ ભુવન |
| ૯ વાયુકુમાર. | ૫૦ લાખ ભુવન. | ૪૬ લાખ ભુવન |
| ૧૦ સ્તનિતકુમાર | ૪૦ લાખ ભુવન | ૩૬ લાખ ભુવન. |
| | ૪૦૬૦૦૦૦૦ + | ૩૬૬૦૦૦૦૦ = |

સર્વ ભુવન સખ્યા ૭૭૨૦૦૦૦૦

ભુવનપતિના ભુવન નાનામાં નાના જમ્બુદ્વીપ જેવડા મ્હોટાં છે મધ્યમ સખ્યાતા કોટિ યોજન પ્રમાણ છે અને ઉત્કૃષ્ટ અસખ્યાતા કોટિ યોજન પ્રમાણ છે ભુવનપતિનાં ભુવન મહામ ડપસમાન આવાસ તે નગર બહાર વાટલાકારે છે અને માહેલી કોર યોખુણા છે અતર મધ્ય સમચોરસ તથા તળે કમળની કર્ણિકાને આકારે છે

અસુરકુમારના મુગટને વિષે ચુડામણિનુ ચિ હ, નાગકુમારને સર્વ આભરણમાં સપની ફણાનુ ચિન્હ, સુવર્ણકુમારને આભરણે ગરૂડનુ ચિ હ વિદ્યુતકુમારના આભરણે વજ્રનુ ચિન્હ અગ્નિકુમારના આભરણમા કળશનુ ચિન્હ દ્વીપકુમારનાં આભરણમા સિહનુ ચિન્હ ઉદધિકુમારના આભરણમા અશ્વનુ ચિન્હ દિશિકુમારનાં આભરણમાં હસ્તિનુ ચિ હ અને સ્તનિતકુમારના આભરણમાં વર્ધમાન (સરાવસપુટ) નુ ચિન્હ છે સિદ્ધાંતમા ચિન્હોમા કેટલેક ઠેકાણે પાઠાંતર છે શ્રી પન્નવણાજી તથા ઉવાઇના પાઠ પ્રમાણ કરવા

અસુરકુમારના શરીર કૃષ્ણવર્ણે છે નાગકુમાર ને ઉદધિકુમારનાં શરીર ગૌરવર્ણે છે સુવર્ણકુમાર, દિશિકુમાર ને સ્તનિતકુમાર એ ત્રણનાં શરીર કનકવર્ણે છે એટલે કસવટી ઉપર સોનાની રેખા સમાન છે. વિદ્યુતકુમાર, અગ્નિકુમાર અને દ્વીપકુમાર એ ત્રણનાં શરીર રાતા વર્ણે છે વાયુકુમાર પ્રિયગુવૃક્ષ પરે નીલવર્ણે છે

અસુરકુમારના વસ્ત્ર રાતા છે નાગકુમાર, ઉદધિકુમાર, વિદ્યુતકુમાર, દ્વીપકુમાર તથા અગ્નિકુમાર, એ પાચના વસ્ત્ર વર્ણે નીલ છે દિશિકુમાર, સ્તનિતકુમાર અને સુવર્ણકુમાર, એ ત્રણનાં ધોળાં વસ્ત્ર છે વાયુકુમારના સધ્યારાગ સદૃશ છે

ચમરેદ્રને ચોસઠહજાર સામાનિક દેવો છે બલીદ્રને સાઠહજાર, અને બાકીના અઢાર ઇદ્રને પ્રત્યેકને છ છ હજાર સામાનિક દેવો છે તે દરેકને સામાનિક દેવોના કરતા ચાર ગણા આત્મરક્ષક દેવતાઓ છે

---

જ્યોતિષી દેવોનુ સ્વરૂપ—૧ ચદ્ર ૨ સૂર્ય, ૩ ગ્રહ, ૪ નક્ષત્ર અને ૫ તારા, એ જ્યોતિષી દેવો છે

સમભૂતલાપૃથ્વીથકી ૭૯૦ યોજન ઉંચા જઇએ ત્યાથી ઉપર ૧૧૦ યોજનમાહે જ્યોતિષી દેવો રહે છે

આઠમે યોજન ઉપર સૂર્ય છે ૮૮૦ યોજને ચદ્ર છે ૮૮૪ યોજને નક્ષત્રો છે

સર્વે નક્ષત્રો અઠ્ઠાવીસ છે સર્વથી નીચુ ભરણિનક્ષત્ર ચાલે છે સ્વાતિનક્ષત્ર સર્વથી ઉપર ચાલે છે મૂળનક્ષત્ર સર્વથી બાહિરના મડળમા છે સર્વ નક્ષત્રની વચમા અભિજિતનક્ષત્ર ચાલે છે

છે મધ્યમ ભુવન છે તે મહાવિદેહક્ષેત્ર પ્રમાણુ ૩૩૧૮૪ યોજન અને એક યોજનના ઓગણીશા ચાર ભાગ ઉપર એટલો મોટો છે

વ્યતરદેવોના ભેદ—૧ પિશાચ ૨ ભૂત, ૩ યક્ષ, ૪ રાક્ષસ, ૫ કિન્નર ૬ કિંપુરૂષ ૭ મહોરગ, ૮ ગધર્વ

હાથમા અને ગ્રીવામા રત્નના આભૂષણુ ધરનારા અત્યત સ્વરૂપવાન પિશાચદેવો છે ૧ કુષ્માડા, ૨ પટકા ૩ જોષા, ૪ આન્હિકા, ૫ કાલા, ૬ મહાકાલા, ૭ ચોક્ષા, ૮ અચોક્ષા, ૯ તાલપિશાચા ૧૦ મુખરપિશાચા, ૧૧ અધસ્તારકા, ૧૨ દેહા ૧૩ મહાદેહા ૧૪ તુષ્ણીકા ૧૫ વનપિશાચા એ પનર પ્રકારના પિશાચદેવો છે

૧ સ્વરૂપા, ૨ પતિરૂપા ૩ અતિરૂપા, ૪ ભૂતોત્તમા ૫ સ્કદિકા ૬ મહાસ્કદિકા ૭ મહાવેગા ૮ પ્રતિછન્ના ૯ આકાશગા, એ નવ પ્રકારના ભૂતદેવો છે, તે સ્વરૂપવત સામ્યમુખવાળા હોયછે શરીરે વિવિધ પ્રકારના વિલેપન કરે છે

ગભીર સ્વભાવવાળા પ્રિયદર્શની તથા હાથપગના તળીઆ નખ તાળુ, જીભ હોઠ જેમના લાલ હોય છે, એવા યક્ષદેવો હોય છે તે દેદીપ્યમાન મુગટ ધારણુ કરે છે તેમના તેર ભેદ છે ૧ પૂર્ણભદ્રા ૨ મણિભદ્રા ૩ શ્વેતભદ્રા ૪ હરિભદ્રા, ૫ સુમનોભદ્રા, ૬ વ્યતિપાકભદ્રા ૭ સુભદ્રા ૮ સર્વતોભદ્રા ૯ મનુષ્યયક્ષા ૧૦ ધનાધિપતિ ૧૧ ધનાહાર, ૧૨ રૂપયક્ષા, ૧૩ યક્ષોત્તમા એ તેર ભેદ યક્ષદેવોના છે

સ્વભાવે ભયકર અને જેમનુ દર્શન પણુ ભયકર તથા જેમને જોતા ભય ઉપજે એવા વિકરાળ રક્ત તથા લાબા હોઠવાળા, તપનીય આભૂષણુ ધારણુ કરનારા એવા રાક્ષસદેવો તે ૧ ભીમા ૨

મહાભીમા, ૩ વિઘ્ના, ૪ વિનાયક, ૫ જળરાક્ષસા, ૬ રાક્ષસરાક્ષસા, અને ૭ બ્રહ્મરાક્ષસા, એ સાત પ્રકારના રાક્ષસ દેવો છે

જેમનુ દર્શન સૌમ્ય છે તથા જેના મુખને વિષે અધિક રૂપ અને શોભા છે તથા મસ્તકને વિષે મુકુટ છે જેમને એવા ૧ કિનરા ૨ કિંપુરૂષા, ૩ કિંપુરૂષોત્તમા, ૪ હૃદયગમા ૫ રૂપશાલિન્, ૬ અનિંદિતા, ૭ કિનરોત્તમા, ૮ મનોરમા, ૯ રતિપ્રિયા ૧૦ રતિશ્રેષ્ઠા, એ દશ પ્રકારના કિનરદેવો છે

જેમના સાથળ અને ભુજાઓમા અધિક રૂપશોભા છે તથા મુખની અધિક કાંતિ છે તથા નાનાપ્રકારના આભરણ તથા ભૂષણ ધારણ કરનારા એવા ૧ પુરૂષા ૨ સત્પુરૂષા, ૩ મહાપુરૂષા, ૪ પુરૂષવૃષભા, ૫ પુરૂષોત્તમા, ૬ અતિપુરૂષા, ૭ મહાદેવા, ૮ મરૂતા, ૯ મેરૂપ્રભા, અને ૧૦ યશસ્વંત, એ દશ ભેદ કિંપુરૂષદેવોના છે

જેમનો વેગ અત્યંત છે, જેમનુ સૌમ્યદર્શન છે અને જે મ્હોટા શરીરવાળા અને સ્કંધ તથા ગ્રીવા જેની વિસ્તારવંત છે અને જે વિચિત્ર પ્રકારના આભરણ તથા ભૂષણ ધારણ કરનારા છે એવા ભુયંગા, ભોગશાલિન્, મહાકાયા, અતિકાયા, સ્કંધશાખિન્, મનોરમા, મહાવેગા, મહેશ્વક્ષા મેરૂકાંતા અને ભાસ્વંતા એ દશ પ્રકારના મહોરગદેવો છે

પ્રિયદર્શનવાળા, સ્વરૂપવંત, સુસ્વરવાળા, મસ્તકે મુકુટ ધારણ કરનાર, હાર છે ભૂષણ જેમનુ એવા હાહા, હુહુ તુંબુરવ, નારદ, ઋષિવાદક, ભૂતવાદકા, કાદંબા, મહાકાદંબા, રૈવતા, વિશ્વાવસવ, ગીતરતિ અને ગીતયશ એ બાર પ્રકારના ગંધર્વદેવો છે

આઠ જાતિના વ્યંતર દેવોમા દક્ષિણ અને ઉત્તર શ્રેણિના ભેદે કરી સોળ ઈંદ્રો છે

| ભેદ. | વર્ણ | દક્ષિણશ્રેણિ ઈંદ્ર | ઉત્તરશ્રેણિ ઈંદ્ર | ધ્વજામા ચિન્હ. |
|---|---|---|---|---|
| ૧ પિશાચ | કાળા | કાલેન્દ્ર | મહાકાલેન્દ્ર | કદબવૃક્ષ |
| ૨ ભૂત | કાળા | સ્વરૂપેન્દ્ર | પ્રતિરૂપેન્દ્ર | સુલસવૃક્ષ |
| ૩ યક્ષ | કાળા | પૂર્ણભદ્ર | માણિભદ્ર | વડવૃક્ષ |
| ૪ રાક્ષસ | ધોળા | ભીમેન્દ્ર | મહાભીમેન્દ્ર | તાપસ વિશેષ ઉપગરણ ચિન્હ |
| ૫ કિંનર | શ્યામ | કિંનરેન્દ્ર | કિંપુરૂષેન્દ્ર | અશોકવૃક્ષ |
| ૬ કિંપુરૂષ | ધોળા | સત્પુરૂષેન્દ્ર | મહાપુરૂષેન્દ્ર | ચંપકવૃક્ષ |
| ૭ મહોરગ | કાળા | અતિકાયેન્દ્ર | મહાકાયેન્દ્ર | નાગવૃક્ષ |
| ૮ ગંધર્વ | કાળા | ગીતરતીંદ્ર | ગીતયશેન્દ્ર | તુબરાના વૃક્ષનુ ચિન્હ |

૮ ઈંદ્ર + ૮ ઈંદ્ર = ૧૬ ઈંદ્ર

વાણુવ્યંતર દેવોનુ સ્વરૂપ—આગળ સો યોજનની ઉપર જે સો યોજન રહ્યા હતા તેમાં દશ યોજન ઉપર મુકીએ અને દશ યોજન નીચે મુકીએ, તો વચના એંશી યોજન મધ્યે વાણુવ્યંતરિક દેવો રહે છે

૧ સંનિહિતઈંદ્ર, ૨ સામાનેંદ્ર ૩ ધાતાઈંદ્ર ૪ વિધાતાઈંદ્ર, ૫ ઋષિઈંદ્ર ૬ ઋષિપાલેન્દ્ર, ૭ ઈશ્વરઈંદ્ર ૮ મહેશ્વરઈંદ્ર, ૯ સુવચ્છ ઈંદ્ર, ૧૦ વિશાલઈં, ૧૧ હાસ્યઈં, ૧૨ હાસ્યરતિઈં, ૧૩ શ્વેતઈંદ્ર ૧૪ મહાશ્વેતઈંદ્ર ૧૫ પતંગઈંદ્ર ૧૬ પતંગપતિઇંદ્ર, એ સોળ ઇંદ્ર વાણુવ્યંતરના છે

સર્વ મળી વ્યંતરના બત્રીશ ઈંદ્ર, ભુવનપતિના વીશ ઈંદ્ર યદ્યપિ ચંદ્ર સૂર્ય તો અસખ્યાતા ઈંદ્ર છે, તથાપિ જાતિની અપેક્ષાએ ચંદ્ર સૂર્ય એજ ગણીએ માટે જ્યોતિષીના બે અને વૈમાનિકના દશ ઈંદ્ર મળી ચોસઠ ઈંદ્ર ગણુવામાં છે વ્યંતરના બત્રીશ ઈંદ્રોને તથા જ્યોતિષીના બે ઈંદ્રોને લોકપાળ હોતા નથી, અને તેઓને ત્રાયત્રિંશક દેવતાઓ પણ હોતા નથી.

મનુષ્યના ભેદ—૧ કર્મભૂમિના, ૨ અકર્મભૂમિના, ૩ છપ્પન્ન અતરદ્વીપના મનુષ્યના ૩૦૩ ભેદ થાય છે

તિર્યંચના ભેદ—૧ જળચર, ૨ સ્થળચર, ૩ ખેચર, ૪ ઉરપરિસર્પ, ૫ ભુજપરિસર્પ

૧ જળચર—માછલા મગર, કાચબા, આદજતુ વગેરે
૨ સ્થળચર—ગાય, ભેંસ, બળદ, ઉંટ, શ્વાન, બિલાડી વગેરે
૩ ખેચર—કાગડા, ચકલી, હંસ, ગીધ, મેના, પોપટ, પારેવાં વગેરે
૪ ઉરપરિસર્પ—સર્પ વગેરે.
૫ ભુજપરિસર્પ—નોળિયો, ખીસકોલી વગેરે

મનુષ્યના ૩૦૩ ભેદ
દેવતાના ૧૯૮ ભેદ.
તિર્યંચના ૪૮ ભેદ.
નારકીના ૧૪ ભેદ.
સરવાળે ૫૬૩ જીવના ભેદ જાણુવા.

શરીર, સંસ્થાન, ઈંદ્રિય, આયુ, પર્યાપ્તાની હાનિ-વૃદ્ધિ અનુસારે જીવ જુદા જુદા કહેવામા આવે છે સારાં ખોટા શરીર, સારાં ખોટાં સંસ્થાન અને અધિક ઓછી ઈંદ્રિયો પામવી એનું

મુખ્ય કારણ કર્મ છે કર્મ એ વસ્તુ પુદ્ગળ છે, અને તે જડ છે આત્માને દુખકર્તા છે એ કર્મવસ્તુ અજ્ઞાનસ્વરૂપ છે તેનો વિશેષ અધિકાર આગળ કહેવામા આવશે

ભવનપતિ વ્યતર, જ્યોતિષી, સાધર્મ દેવલોક તથા ઈશાન દેવલોક સુધી ઉત્સેધાગુલ પ્રમાણુ સાત હાથ શરીરમાન ઉત્કૃષ્ટુ જાણવુ ત્રીજા તથા ચોથા દેવલોકે ૭ હાથ શરીરમાન છે બ્રહ્મ તથા લાતકે પાચ હાથ શરી માન શુક્ર તથા સહસ્રારે ચાર હાથ આરણાદિક ચાર દેવલોકે ત્રણ હાથ, ગ્રૈવેયકે બે હાથ અને અનુત્તર વિમાને એક હાથનુ શરીરમાન જાણવુ

જે દેવતાના ભવમા જ્યાસુધી દેવતા જીવે ત્યાસુધી જે શરીર ધારણ કરે તે ભવધારણીય શરીર કહે છે, અને કારણસર વિકુર્વણા કરી શરીર નીપજાવે તેને વૈક્રિય શરીર કહે છે વૈક્રિય શરીર ઉત્કૃષ્ટ એક લાખ યોજનનુ કરે નવગ્રૈવેયક તથા પાંચ અનુત્તર વિમાનના દેવતાને વિષે એકલુ ભવધારણીય શરીર છે પણ ઉત્તર વૈક્રિય શરીર કરવાની શક્તિ છતા તેનું કોઈ કામ પડતું નથી કે જે થકી તેના રહેવાસી દેવતાને તે ઉત્તરવૈક્રિય શરીર કરવુ પડે.

દેવતાને સ્વાભાવિકશરીર અને ઉત્તરવૈક્રિયશરીર એ બન્ને પ્રાર ભની વેળાએ અગુળના અસખ્યાતમે ભાગે હોય છે અગુળનો અ સખ્યાતમો ભાગ જઘન્યથકી જાણવો

સામાન્ય રીતે ચારે નિકાયના દેવતાને વિષે સમુચ્ચય બાર મુહૂર્તનો ઉત્કૃષ્ટો ઉપજવાનો વિરહકાળ જાણવો ભાવાર્થ એ છે કે ચારે નિકાયના દેવતા નિરતર ઉપજે છે તે ઉપજવામા કેવારેક ઉત્કૃષ્ટુ અતર પડે તો સામાન્યપણે બાર મુહૂર્તનું પડે.

ગર્ભજ તિર્યંચ, મનુષ્ય, દેવતા અને નારક, એ ચારને ઉપપાત ને વિરહકાળ બાર મુહૂર્તનો હોય એમા પચસગ્રહ ગ્રથની સાખ છે. સમૂર્છિમ મનુષ્યનો ઉત્કૃષ્ઠ ઉપપાત અને વિરહકાળ ચોવીશ મુહૂર્તનો હોય છે ભુવનપતિ, વ્યતર, જ્યોતિષી, સૌધર્મ અને ઇશાન વાસી દેવતાને ઉત્કૃષ્ઠ ચોવીશ મુહૂર્ત ઉપજવાનો વિરહકાળ છે તેવાર પછી બીજો કોઇ દેવતા અવશ્ય ઉપજે

સનતકુમારે નવ દિવસ ને વીશ મુહૂર્ત ઉત્કૃષ્ઠ ઉપજવાનો વિરહકાળ છે તેમજ માહેદ્રદેવલોકે બાર દિવસ ને દશ મુહૂર્ત, બ્રહ્મદેવલોકે સાડીબાવીશ દિવસ, લાતકે પીસ્તાલીશ દિવસ શુક્રે એશી દિવસ સહસ્રારે સો દિવસ, આણત તથા પ્રાણતદેવલોકે પ્રત્યેકે સખ્યાતા માસનો ઉપજવાનો વિરહકાળ એટલે આણતે દશ માસ અને પ્રાણતે અગિયાર માસ અને આરણ તથા અચ્યુત એ બે દેવલોકે સખ્યાતા વર્ષનો ઉપજવાનો વિરહકાળ છે પછી જરૂર બીજો દેવતા ઉપજે, તે જ્યાસુધી સો વર્ષ પુરા ન થાય ત્યાસુધી સખ્યાતા વર્ષ ગણવા નવગ્રૈવેયકના પહેલા ત્રિકમા સખ્યાતા સેકડો વર્ષ, બીજા મધ્યમ ત્રિકે સખ્યાતા હજાર વર્ષ અને ત્રીજા ઉપરના ત્રિકે સખ્યાતા લાખ વર્ષનો ઉપજવાનો વિરહકાળ જાણવો જ્યાસુધી સહસ વર્ષ પૂરા ન થાય ત્યાસુધી સખ્યાતા વર્ષ શત ગણવા જ્યાસુધી લાખ વર્ષ પૂરા ન થાય ત્યાંસુધી સખ્યાતા વર્ષ સહસ ગણવા. જ્યાસુધી ક્રોડ વર્ષ પૂરા ન થાય ત્યાસુધી સખ્યાતા વર્ષ લાખ ગણવા વિજય, વિજયત, જયત, અપરાજિત, એ ચાર વિમાનને વિષે પલ્યોપમનો અસખ્યાતમો ભાગ વિરહકાળ હોય છે, અને સર્વાર્થસિદ્ધ વિમાનમા પલ્યોપમનો સખ્યાતમો ભાગ ઉપપાત વિરહકાળ હોય પછી અવશ્ય બીજો દેવતા ઉપજે

ભુવનપતિઆદિથી તે સર્વાર્થસિદ્ધવિમાન પર્યંતના દેવતાને જઘન્યપણે એક સમયનો ઉપજવાનો વિરહકાળ હોય. ઉપપાત વિરહની પેઠે ચ્યવન વિરહકાળ પણ જઘન્ય ઉત્કૃષ્ટ જાણવો

એક, બે, ત્રણ, ચાર, સખ્યાતા ને અસંખ્યાતા દેવતા એક સમયમાં ઉપજે અને ચવે. ભુવનપતિથી માંડીને સહસ્રારદેવલોક સુધી જઘન્ય થકી એક સમય માહે જો ઉપજે તો એક બે, ત્રણ ઉપજે તથા ચવે અને ઉત્કૃષ્ટ સખ્યાતા તથા અસખ્યાતા ઉપજે અને ચવે, કેમકે સહસ્રારદેવલોક પર્યંત તિર્યંચ પણ જાય છે માટે અસખ્યાતા ઉપજે અને ચવે

આઠમા દેવલોકથી ઉપરના દેવતા એક સમયમાહે સખ્યાતા ઉપજે અને ચવે પણ અસખ્યાતા નહીં, કેમકે ત્યા મનુષ્યજ જઇ શકે છે અને ત્યાંનો દેવતા ચવે તે પણ મનુષ્યજ થાય છે, તે માટે તે મનુષ્ય સખ્યાતાજ છે પર્યાપ્તા મનુષ્ય તથા પર્યાપ્તા તિર્યંચ પચેદ્રિય એ બે દેવતાની ગતિમાહે ઉપજે અને શેષ દેવતા, નારકી, એકેદ્રિય વિગલેદ્રિય વળી અપર્યાપ્તા પચેદ્રિય તીર્યંચ અને મનુષ્ય એટલા માંહેલો કોઇ જીવ મરીને દેવતા થાય નહી

અસખ્યાતા આયુષ્યવાળા યુગલિયા મનુષ્ય તથા તિર્યંચ સર્વે નિશ્ચયે દેવતાની ગતિમાહે અવતરે.

સમૂર્છિમ મનુષ્ય મરીને ઉત્કૃષ્ટપણે ભુવનપતિ તથા વ્યતરને વિષે જાય પણ જ્યોતિષીમા ન જાય.

પચાગ્નિ તપનારા, મિથ્યાત્વી તપસ્વીઓ, ઉત્કૃષ્ટ રોષને ધારણ કરનારા અહકાર કરનારા, તપશ્ચર્યા કરતાં વેરભાવનો પ્રતિબંધ કરનારા જીવો મરી અસુરકુમાર ભુવનપતિમાહે ઉપજે છે

કંદમૂળ ભક્ષણ કરનાર વનવાસી તાપસ કાળ કરી જ્યોતિષી થઇ શકે છે ચરક અને કપિલમતિ ત્રિદંડી ઉત્કૃષ્ટ બ્રહ્મદેવલોક સુધી જઇ શકે છે હાથી, બળદ, સબળ-કંબલ જેવા સમ્યક્ત્વધારી દેશવિરતિસહિત મરીને આઠમા સહસ્રારદેવલોક સુધી જઇ શકે છે દેશવિરતિ શ્રાવક કાળકરી બારમા દેવલોક સુધી જાય છે, રજોહરણાદિ સાધુવેષધારી મિથ્યાદષ્ટિ હોય તે ક્રિયાના બળેકરી નવગ્રૈવેયક સુધી જાય

ચૌદ પૂર્વી સાધુ જઘન્યથકી છઠ્ઠા લાતક દેવલોક સુધી જઇ શકે તાપસ, સન્યાસી, શાક્યાદિકને જઘન્યથકી વ્યંતરમાં ઉપજવું હોય શ્રી પન્નવણાજી સૂત્રમાંહે તાપસને જઘન્યથકી ભુવનપતિમાંહે ઉપજવુ કહ્યુ છે

જે શરીરના હાડનો દૃઢ દૃઢતર બંધ તેને સઘયણ કહે છે સઘયણના ૬ ભેદ છે ૧ વજ્રઋષભનારાચસઘયણ, ૨ ઋષભનારાચસઘયણ, ૩ નારાચસઘયણ ૪ અર્ધનારાચસઘયણ, ૫ કીલિકાસઘયણ, ૬ સેવાર્તસઘયણ

ગર્ભજતિર્યંચ તથા મનુષ્યને છએ સઘયણ હોય સમૂર્છિમ પચેંદ્રિયતિર્યંચ તથા સમૂર્છિમ મનુષ્યને એક સેવાર્તસઘયણ હોય છે

વિગલેંદ્રિયને છેવઠ્ઠો સઘયણ હોય. કમ્મપયડિમાહે સમૂર્છિમપચેંદ્રિયતિર્યંચને છએ સઘયણ કહ્યા છે તત્ત્વકેવલીગમ્ય. દેવતા તથા નારકી અસઘયણી છે, કેમકે સઘયણ તે હાડરચના વિશેષ છે, તે હાડ દેવતા તથા નારકીને નથી

છેવઠ્ઠા સઘયણવાળો જીવ ભુવનપતિ, વ્યતર, જ્યોતિષી અને ચોથા દેવલોક સુધી જઇ શકે છે કીલિકાસઘયણવાળો પાચમા અને છઠ્ઠા દેવલોક સુધી જઇ શકે છે અર્ધનારાચસઘયણે આઠમા દેવલોક

જાઇ શકે છે તેને કલ્પ દેવતા કહે છે

૨ જેને સ્વામી-સેવકપણું નથી અને પૃથ્વી ઉપર આવી શકતા નથી તેને કલ્પાતીત કહે છે

મતલબ કે-કલ્પ એટલે આચારવાળા અને કલ્પાતીત-આચાર રહિત બાર દેવલોક સુધીના કલ્પ દેવો છે તે ઉપરના કલ્પાતીત દેવો છે સમભૂતલા પૃથ્વી છે ત્યાથી સાતસે નેવુ જોજન આઘીને નવસે જોજન પર્યંત ઉચા જ્યોતિષી દેવતાઓ રહે છે ત્યાથી એક રાજને આશરે ઉચા જઇએ ત્યારે દક્ષિણ દિશાએ સૌધર્મ દેવલોક અને ઉત્તર દિશાએ ઇશાન દેવલોક એ રીતે બે દેવલોક જોડાજોડ છે સૌધર્મ દેવલોકે ૩૨ લાખ વિમાન છે ઇશાને અઠાવીશ લાખ વિમાન છે ત્યાથી કેટલાક ઉચે જઇયે ત્યારે ત્રીજા સનત્કુમાર દક્ષિણ દિશામાં અને ઉત્તર દિશામા માહેદ્ર દેવલોક એ રીતે બે દેવલોક જોડાજોડ છે ત્યારપછી પાચમો બ્રહ્મ દેવલોક, છઠો લાંતક દેવલોક, સાતમો શુક્ર, આઠમો સહસ્રાર, એ ચાર દેવલોક કેટલેક કેટલેક અતરે એક્બીજા ઉપર છે ત્યાથી કેટલાક ઉચે જઇએ ત્યારે નવમો આનત અને દશમો પ્રાણત એ બે દેવલોક અનુક્રમે દક્ષિણ ઉત્તર દિશાએ જોડાજોડ છે ત્યાંથી કેટલાક ઉચે જઇએ ત્યારે અગિયારમો આરણ અને બારમો અચ્યુત એ બે દેવલોક અનુક્રમે દક્ષિણ ઉત્તર દિશાએ જોડાજોડ આવેલા છે ત્યાંથી કેટલાક ઉંચા જઇએ ત્યારે ચૌદરાજ લોકરૂપ પૂરૂષના ગળાને સ્થાનકે નવ ગ્રૈવેયક છે તે વાર પછી કેટલેક ઉચે પાંચ અનુત્તર વિમાન છે તે વાર પછી ચૌદરાજ લોકરૂપ પુરૂષના લલાટને ઠેકાણે સિદ્ધશિલા છે તે પીસ્તાલીશ લાખ જોજનની લાંબી પહોળી છે, આઠ યોજનની

જાડી છે અને માખીની પાખ જેવી પાતળી છે, તેના ઉપર એક યોજનના ચોવીશમા ભાગે સિદ્ધ મહારાજા સ્વસ્વઅવગાહનાએ બિરાજી રહ્યા છે

કિલ્વિષિયા દેવતાઓ વૈમાનિક જાતિના છે, પણ તેમની નીચ જાતિ છે તેથી હલકાં કામ, દાસપણુ આદિ તેમને કરવુ પડે છે! તેમના સ્થાન —

પહેલા અને બીજા દેવલોકની નીચે ત્રણ પલ્યોપમના આયુષ્ય વાળા રહ્યા છે

ત્રીજા અને ચોથા દેવલોકની નીચે ત્રણ સાગરોપમના આયુષ્ય-વાળા રહ્યા છે

પાચમા અને છઠ્ઠા દેવલોકની નીચે તેર સાગરોપમના આયુષ્ય વાળા રહ્યા છે

એ ત્રણ કિલ્વિષિયા દેવો ચડાળ સરખા કામ કરનાર જાણવા.

પાચમા દેવલોકની છેડે ઉત્તર અને પૂર્વની અભ્યતર કૃષ્ણરાજીમાં નવ પ્રકારના લોકાતિક દેવો રહે છે એમનું આઠ સાગરોપમનુ આયુષ્ય છે લોકાતિક દેવનો એવો આચાર છે કે જ્યારે તીર્થંકર ભગવાનને દીક્ષા લેવાનો અવસર થાય છે ત્યારે તેઓ તીર્થંકર મહારાજાને અહીં આવી વિનયપૂર્વક વદન કરી ' દીક્ષા લેઇ જગત્ જીવનો ઉદ્ધાર કરો ' એમ વિનતિ કરે છે

હવે ત્રીજા સનત્કુમારે બાર લાખ વિમાન છે માહેદ્ર દેવલોકે આઠ લાખ વિમાન છે બ્રહ્મ દેવલોકે ચાર લાખ વમાન છે લાતંકે પચ્ચાશ હજાર, શુક્ર દેવલોકે ચાલીશ હજાર, આઠમા સહસારે છ હજાર,

આણત તથા દશમા પ્રાણત દેવલોકમાં ચારસે વિમાન અને આરણ તથા બારમા અચ્યુત દેવલોક એમ બેમા મળી ત્રણસે વિમાન છે હેઠના ત્રણ ગ્રૈવેયકે ૧૧૧ વિમાન વચલા ત્રણ ગ્રૈવયકે ૧૦૭ વિમાન, ઉપરના ત્રણ ગ્રૈવેયકે ૧૦૦ વિમાન છે

ઉપર પાચ અનુત્તર વિમાને પાચ વિમાન છે

સૌધમના સામાનિક દેવતા ૮૪ હજાર ઈશાનેદ્રના ૮૦ હજાર, સનત્કુમારેદ્રના ૭૨ હજાર માહેદ્રના ૭૦ હજાર બ્રહ્મદ્રના ૬૦ હજાર, લાંતકેદ્રના ૫૦ હજાર મહાશુક્રેદ્રના ૪૦ હજાર, સહસ્રારેદ્રના ૩૦ હજાર, આણતપ્રાણતેદ્રના ૨૦ હજાર આરણ-અચ્યુતેદ્રના ૧૦ હજાર સામાનિક દેવતા જાણવા

એ સામાનિક દેવતાથકી ચાર ગુણા આત્મરક્ષક દેવતા દરેક ઇદ્રને હોય છે

સોધર્મ દેવલોકમા મૃગનુ ચિન્હ છે ઇશાન દેવલોકમાં પાડાનુ ચિન્હ છે સનત્કુમારે સુઅરનું ચિન્હ છે માહેદ્ર દેવલોકમાં સિહનુ ચિન્હ છે બ્રહ્મદેવલોકે બોકડાનુ ચિન્હ છે શુક્રે ઘોડાનુ ચિન્હ છે સહસ્રારે હાથીનુ ચિન્હ છે આણતે સર્પનુ ચિન્હ છે પ્રાણતે ગેડાનુ ચિન્હ છે આરણે વૃષભનુ ચિન્હ છે અચ્યુતે મૃગવિશેષ જાતિ આદિ ચિન્હ જાણવા એ ચિન્હ મુગટમા હોય છે

સૌધર્મ અને ઇશાન એ બે દેવલોકને ઘનોદધિ આધાર છે ત્રીજા, ચોથા અને પાચમા દેવલોકને ઘનવાતનો આધાર છે ઘનવાત જામ્યો વાયુ છે, તે હાલે ચાલે નહિ છટ્ઠા, સાતમા અને આઠમા દેવલોકને ઘનોદધિ અને ઘનવાત એ બન્નેનો આધાર છે ઉપરનાં વિમાન આકાશને આધારે રહ્યા છે

પહેલે તથ બીજે દેવલોકે ૨૭૦૦ યોજન પૃથ્વીપિંડ અને ૫૦૦ યોજન વિમાનની ઉચાઈ, ત્રીજે તથા ચોથે દેવલોકે ૨૬૦૦ યોજન પૃથ્વીપિંડ અને ૬૦૦ યોજન વિમાનની ઉચાઇ, પાચમે તથા છઠ્ઠે દેવલોકે ૨૫૦૦ યોજન પૃથ્વીપિંડ અને ૭૦૦ યોજન વિમાનની ઉચાઇ, સાતમે તથા આઠમે દેવલોકે ૨૪૦૦ યોજન પૃથ્વી પિંડ અને ૮૦૦ યોજન વિમાનની ઉચાઇ, નવમે, દશમે, અગિયારમે તથા બારમે એ ચાર દેવલોકે ૨૩૦૦ યોજન પૃથ્વીપિંડ અને ૯૦૦ યોજન વિમાનનું ઉચપણુ, નવ ગ્રૈવેયકે ૨૨૦૦ યોજન પૃથ્વીપિંડ અને ૧૦૦૦ યોજન વિમાનનુ ઉચપણુ, પાંચ અનુત્તરવિમાને ૨૧૦૦ યોજન પૃથ્વીપિંડ અને ૧૧૦૦ યોજન વિમાનની ઉચાઇ છે

સૌધર્મ તથા ઇશાનદેવલોકે ધ્વજાસહિત પાચે વર્ણના વિમાન છે

સનત્કુમાર તથા માહેદ્રે એ કાળો વર્ણ વર્જીને ચાર વર્ણના વિમાન છે બ્રહ્મ તથા લાંતકે કાળો અને નીલો વર્ણ વર્જીને ત્રણ વર્ણના વિમાન છે શુક્ર તથા સહસ્રારે કાળો, નીલો અને રાતો એ ત્રણ વર્ણ વર્જીને બે વર્ણના વિમાન છે ત્યાથી ઉપરના આણતાદિ ચાર દેવલોકે તથા નવ ગ્રૈવેયકે તથા પાચ અનુત્તર વિમાને ધોળા વર્ણનાં વિમાન છે

ભુવનપતિ, વ્યતર અને જ્યોતિષિના વિમાન વિવિધ વર્ણવાળા જાણવા

પહેલા દેવલોકના પહેલા પ્રતરને વિષે ઉડુ નામે મુખ્ય ઇંદ્રક વિમાન છે તે વૃત્તાકારે થાળ સરખુ પિસ્તાલીસ લાખ યોજન પ્રમાણુ છે અને સર્વના ઉપર છેલ્લા બાસઠમા પ્રતરે એક લાખ યોજનનું સર્વાર્થસિદ્ધ નામે વૃત્તાકારે વિમાન છે

પિસ્તાલીશ લાખ યોજનનો સિમત નામે નરકાવાસ છે વળી બીજુ મનુષ્યક્ષેત્ર છે ત્રીજુ પિસ્તાલીશ લાખ યોજનનું ઉડુ નામે વિમાન છે ચોથી પિસ્તાલીશ લાખ યોજનની સિદ્ધશિલા છે એ ચાર પદાર્થ ૪૫ લાખ યોજનના આયામ વિષ્કભે છે

સાતમી નરકનો અપઇઠાણ નામે નરકાવાસ બીજુ સર્વાર્થસિદ્ધ વિમાન ત્રીજો જબુદ્વીપ એ ત્રણ પદાર્થ લાખ યોજનના છે

મેરૂપર્વતના મધ્યભાગમા ગાયના સ્તનના આકારે આઠ રૂચક પ્રદેશ છે ત્યાથી સાત રાજ ઉચો ઉર્ધ્વલોક છે તથા સાત રાજ નીચો અધોલોક છે એ રીતે લોકાકાશ ચૌદ રાજલોક ઉચપણે છે જે વારે કેવળી કેવળીસમુદ્ઘાત કરે તે વારે એકેક લોકાકાશ પ્રદેશે એકેકો પોતાના જીવનો પ્રદેશ સ્થાપે તેવારે સર્વ લોક પૂરે

ભુવનપતિના ભેદ અને તેનુ સ્વરૂપ—રત્નપ્રભા પૃથ્વીનો એકલાખ ને એશીહજારનો પિંડ છે તે મેરૂપર્વતની સમભૂતના પૃથ્વીના ભાગથકી ગણવો એકલાખ ને એશી હજાર પૃથ્વીના પિંડમા થી એકહજાર ઉપર મૂકીએ અને એક હજાર નીચે મૂકીએ બાકી મધ્યમા એક લાખ અઠ્ઠોત્તર હજાર પૃથ્વીપિંડ રહ્યો તેના તેર ભાગ કરીએ તેમાં નરકનાં તેર પડ છે, તેના વચલાં આંતરા અગિયાર ર૯1. તે મધ્યે દશ આતરામાં ભુવનપતિની દશ નિકાય છે અને એક આંતરૂં ખાલી છે

૧ અસુરકુમાર ૨ નાગકુમાર, ૩ સુવર્ણકુમાર ૪ વિદ્યુતકુમાર, ૫ અગ્નિકુમાર ૬ દ્વીપકુમાર, ૭ ઉદધિકુમાર, ૮ દિશિકુમાર ૯ વાયુકુમાર, ૧૦ સ્તનિતકુમાર, એ રીતે દશ પ્રકારના ભુવનપતિદેવો

છે તે એકેકા નિકાયને વિષે એક દક્ષિણ શ્રેણિનો અને એક ઉત્તરનો, એમ બે બે ઇંદ્ર છે કુમાર એ વિશેષણનુ સાર્થક પણ એટલા માટે છે કે તે દેવો બાળકની પેઠે રમે છે

| દશ ભુવનપતિનિકાય | દક્ષિણશ્રેણિ ઇંદ્ર | ઉત્તરશ્રેણિ ઇંદ્ર |
|---|---|---|
| ૧ અસુરકુમારનિકાય | ચમરેંદ્ર | બલીંદ્ર |
| ૨ નાગકુમારનિકાય | ધરણેંદ્ર | ભૂતાનેંદ્ર |
| ૩ સુવર્ણકુમારનિકાય | વેણદેવેંદ્ર | વેણુદાલીંદ્ર |
| ૪ વિદ્યુતકુમારનિકાય | હરિકતેંદ્ર | હરિસહેંદ્ર |
| ૫ અગ્નિકુમારનિકાય | અગ્નિશિખેંદ્ર | અગ્નિમાનવેંદ્ર |
| ૬ દ્વીપકુમારનિકાય | પૂર્ણેંદ્ર | વિશિષ્ટેંદ્ર |
| ૭ ઉદધિકુમારનિકાય | જલકંતેંદ્ર | જલપ્રભેંદ્ર |
| ૮ દિશિકુમારનિકાય | અમિતગતીંદ્ર | અમિતવાહનેંદ્ર |
| ૯ વાયુકુમારનિકાય | વેલંબેંદ્ર | પ્રભંજનેંદ્ર |
| ૧૦ સ્તનિતકુમારનિકાય | ઘોષેંદ્ર | મહાઘોષેંદ્ર |
| | ૧૦ + | ૧૦ = ૨૦ ઇંદ્ર |

| | દક્ષિણશ્રેણિની ભુવનસખ્યા. | ઉત્તરશ્રેણિની ભુવનસખ્યા |
|---|---|---|
| ૧ અસુરકુમાર | ૩૪ લાખ ભુવન | ૩૦ લાખ ભુવન |
| ૨ નાગકુમાર. | ૪૪ લાખ ભુવન. | ૪૦ લાખ ભુવન |
| ૩ સુવર્ણકુમાર | ૩૮ લાખ ભુવન | ૩૪ લાખ ભુવન |

| | | |
|---|---|---|
| ૪ વિદ્યુતકુમાર. | ૪૦ લાખ ભુવન. | ૩૬ લાખ ભુવન. |
| ૫ અગ્નિકુમાર. | ૪૦ લાખ ભુવન. | ૩૬ લાખ ભુવન. |
| ૬ દ્વીપકુમાર. | ૪૦ લાખ ભુવન. | ૩૬ લાખ ભુવન. |
| ૭ ઉદધિકુમાર | ૪૦ લાખ ભુવન. | ૩૬ લાખ ભુવન. |
| ૮ દિશિકુમાર | ૪૦ લાખ ભુવન | ૩૬ લાખ ભુવન |
| ૯ વાયુકુમાર | ૫૦ લાખ ભુવન. | ૪૬ લાખ ભુવન |
| ૧૦ સ્તનિતકુમાર | ૪૦ લાખ ભુવન | ૩૬ લાખ ભુવન. |
| | ૪૦૬૦૦૦૦૦ + | ૩૬૬૦૦૦૦૦ = |

સર્વ ભુવન સખ્યા ૭૭૨૦૦૦૦૦

ભુવનપતિનો ભુવન નાનામાં નાના જબુદ્વીપ જેવડા મ્હોટા છે મધ્યમ સખ્યાતા કોટિ યોજન પ્રમાણ છે અને ઉત્કૃષ્ટ અસખ્યાતા કોટિ યોજન પ્રમાણુ છે ભુવનપતિના ભુવન મહામડપસમાન આવાસ તે નગર બહાર વાટલાકારે છે અને માહેલી કોરે ચોખુણા છે અતર મધ્ય સમચોરસ તથા તળે કમળની કર્ણિકાને આકારે છે

અસુરકુમારના મુગટને વિષે ચૂડામણિનુ ચિ હ, નાગકુમારને સર્વ આભરણમા સર્પની ફણાનુ ચિન્હ સુવર્ણકુમારને આભરણે ગરૂડનુ ચિ હ વિદ્યુતકુમારના આભરણે વજ્રનુ ચિન્હ અગ્નિકુમારનાં આભરણમા કળશનુ ચિ હ દ્વીપકુમારના આભરણમા સિહનુ ચિન્હ ઉદધિકુમારના આભરણમા અશ્વનુ ચિ હ દિશિકુમારનાં આભરણમા હસ્તિનુ ચિ હ, અને સ્તનિતકુમારના આભરણમાં વર્ધમાન (સરાવસપુટ) નુ ચિન્હ છે સિદ્ધાંતમા ચિ હોમા કેટલેક ઠેકાણે પાઠાંતર છે શ્રી પન્નવણાજી તથા ઉવવાઇના પાઠ પ્રમાણ કરવા

અસુરકુમારનાં શરીર કૃષ્ણવર્ણે છે નાગકુમાર ને ઉદધિકુમારનાં શરીર ગૌરવર્ણે છે સુવર્ણકુમાર, દિશિકુમાર ને સ્તનિતકુમાર એ ત્રણના શરીર કનકવર્ણે છે એટલે કસવટી ઉપર સોનાની રેખા સમાન છે. વિદ્યુતકુમાર, અગ્નિકુમાર અને દ્વીપકુમાર એ ત્રણના શરીર રાતા વર્ણે છે વાયુકુમાર પ્રિયંગુવૃક્ષ પરે નીલવર્ણે છે

અસુરકુમારના વસ્ત્ર રાતા છે નાગકુમાર, ઉદધિકુમાર, વિદ્યુતકુમાર, દ્વીપકુમાર તથા અગ્નિકુમાર, એ પાંચના વસ્ત્ર વર્ણે નીલ છે દિશિકુમાર, સ્તનિતકુમાર અને સુવર્ણકુમાર, એ ત્રણનાં ધોળાં વસ્ત્ર છે વાયુકુમારના સંધ્યારાગ સદ્દશ છે

ચમરેંદ્રને ચોસઠહજાર સામાનિક દેવો છે બલીંદ્રને સાઠહજાર, અને બાકીના અઢાર ઇંદ્રને પ્રત્યેકને છ છ હજાર સામાનિક દેવો છે તે દરેકને સામાનિક દેવોના કરતા ચાર ગણા આત્મરક્ષક દેવતાઓ છે

---

જ્યોતિષી દેવોનું સ્વરૂપ—૧ ચંદ્ર, ૨ સૂર્ય, ૩ ગ્રહ, ૪ નક્ષત્ર અને ૫ તારા, એ જ્યોતિષી દેવો છે

સમભૂતલાપૃથ્વીથી ૭૯૦ યોજન ઉંચા જઇએ ત્યાંથી ઉપર ૧૧૦ યોજનમાંહે જ્યોતિષી દેવો રહે છે

આઠસેં યોજન ઉપર સૂર્ય છે ૮૮૦ યોજને ચંદ્ર છે ૮૮૪ યોજને નક્ષત્રો છે

સર્વે નક્ષત્રો અઠ્ઠાવીસ છે સર્વથી નીચું ભરણિનક્ષત્ર ચાલે છે સ્વાતિનક્ષત્ર સર્વથી ઉપર ચાલે છે મૂળનક્ષત્ર સર્વથી બાહિરના મંડળમાં છે સર્વ નક્ષત્રની વચમા અભિજિતનક્ષત્ર ચાલે છે

સમભૂતલાથકી ૭૯૦ યોજન ઉપર તારા છે

સમભૂતલાથી ૮૮૮ યોજને બુધ નામા ગ્રહ છે ૮૯૧ યોજન ઉંપર શુક્ર ગ્રહ છે ૮૯૪ યોજન ઉપર બૃહસ્પતિ નામા ગ્રહ છે ૮૯૭ યોજન ઉપર મગળ ગ્રહ છે ૯૦૦ યોજન ઉપર શનિ નામા ગ્રહ છે

મેરૂપર્વતથકી અગિયારસો એકવીશ યોજન છેટે જ્યોતિષી ચક્ર ચાને છે તે મનુષ્યક્ષેત્રમાહે ચાને છે

જ્યોતિષીઓના સર્વ વિમાન સ્ફાટિકરત્નમય હોય છે લવણસમુદ્રમાં જ્યોતિષીનાં વિમાન છે તે ઉદકસ્ફાટિકરત્નમય છે કેમકે લવણસમુદ્રની શિખા દશ હજાર યોજન પહોળી અને સોલ હજાર યોજન ઉચી છે, અને જ્યોતિષીના વિમાન તો નવસે યોજન ઊચાઇમા તે સર્વ શિખામાહે ચાલે છે પણ ઉદકસ્ફાટિકરત્નના પ્રભાવે કરી પાણી ફાડીને ઓરુણુ થઇ જાયછે તેથી વિમાનોને પાણીમાંહિ ફરવાને હરકત આવતી નથી તેમજ વિમાનમા પાણી પણ ભરાતુ નથી એમ સૂર્યપ્રજ્ઞપ્તિનિર્યુક્તિકાર કહે છે

મનુષ્યક્ષેત્રને વીંટી રહેલો સુવર્ણમય ૧૯૨૨ યોજન ઊચો માનુષ્યોત્તર પર્વત છે ત્યાંસુધી મનુષ્યનુ જન્મમરણ થાય છે પણ તેથી બહાર મનુષ્યનું જન્મમરણ થતું નથી, કદાપિ કોઇ દેવતા પૂર્વ ભવના વૈરથી અથવા બહાર ઉપાડી લઇ જાય અથવા ગર્ભિણી સ્રીને લઇ જાય પરતુ ત્યા જન્મમરણ ત્રિકાળે થાયજ નહી

વિદ્યાચારણ તથા જઘાચારણ નદીશ્વર તથા રૂચકદ્વીપે જાત્રા કરવા માટે જાય છે ખરા, પણ તે મનુષ્યલોકમાંહે પાછા આવીનેજ મરે તે માટે મનુષ્યક્ષેત્ર નામ સાર્થક છે

ચદ્રમાના વિમાનવાહક દેવના સોળહજાર છે સૂર્યના વિમાન વાહક સોળહજાર દેવો છે ગ્રહના વિમાનવાહક આઠહજાર દેવો છે. નક્ષત્રના વિમાનવાહક ચારહજાર દેવો છે તારાના વિમાનવાહક બે હજાર દેવો છે અઠ્ઠાસી ગ્રહ, અઠ્ઠાવીશ નક્ષત્ર, છાસઠહજાર કોડાકોડી નવમે કોડાકોડી પચોતેર કોડાકોડી એટલી તારાની સખ્યા છે એ સર્વ ચદ્રનો પરિવાર જાણવો. ગહુનુ વિમાન કાળુ છે ચદ્રમાના વિમાન થકી ચાર આગળ હેઠુ ચાલે છે એક તારા અને બીજા તારા વચ્ચે ઉત્કૃષ્ટ અતર ૧૨૨૪૨ યોજનનું હોય છે વિશેષ અધિકાર સૂર્યપન્નતિ જબુદ્વીપપન્નતિ વગેરેથી જાણવો ૧૫ માંડના ચદ્રમાના છે ૧૮૪ માંડના સૂર્યનાં છે

વ્યતરદેવોનુ સ્વરૂપ—હવે હજાર યોજન પૃથ્વી જે ઉપર રહી તે મધ્યે સો યોજન ઉપર મૂકીએ અને સો યોજન ઉપર મૂકીએ, મધ્યે આઠમો યોજનમા વ્યતરનિકાયના દેવો રહે છે તે વ્યતરદેવોના ( સ્થાન ) ભુવન ઘણા મનોહર રમણિક છે, પૃથ્વીકાય સબધી નગરો અસખ્યાત છે

વ્યતરદેવોના ઘરનો બાહિરનો આકાર વૃત્તાકારે છે અને માહેલી કારે ચોખુણા છે, નીચે ભાગે કમળની કર્ણિકાને આકારે છે

વ્યતરદેવો અતિસુદર, દેદીપ્યમાન, દેવાંગનાઓના બત્રીશબદ્ધ નાટકની રચનાથી તથા ગાનતાનથી મગ્ન થયા છતા ગયુ આયુષ્ય પણ જાણતા નથી

વ્યતરદેવોના મોટા નગર જબુદ્વીપ બરોબર એક લાખ યોજન ગોળ ચૂડીને આકારે છે વ્યતરદેવોના જઘન્ય નગર ભરતક્ષેત્ર જેવડ

| ભેદ | વર્ણ | દક્ષિણશ્રેણિ ઈંદ્ર | ઉત્તરશ્રેણિ ઈંદ્ર | ધ્વજામા ચિન્હ |
|---|---|---|---|---|
| ૧ પિશાચ | કાળા | કાલેંદ્ર | મહાકાલેંદ્ર | કદબવૃક્ષ |
| ૨ ભૂત | કાળા | સ્વરૂપેંદ્ર | પ્રતિરૂપેંદ્ર | સુલસવૃક્ષ |
| ૩ યક્ષ | કાળા | પૂર્ણભદ્ર | માણિભદ્ર | વડવૃક્ષ |
| ૪ રાક્ષસ | ધોળા | ભીમેંદ્ર | મહાભીમેંદ્ર | તાપસ વિશેષ ઉપગરણ ચિન્હ |
| ૫ કિંનર | શ્યામ | કિંનરેંદ્ર | કિંપુરૂષેંદ્ર | અશોકવૃક્ષ |
| ૬ કિંપુરૂષ | ધોળા | સત્પુરૂષેંદ્ર | મહાપુરૂષેંદ્ર | ચપકવૃક્ષ |
| ૭ મહોરગ | કાળા | અતિકાયેંદ્ર | મહાકાયેંદ્ર | નાગવૃક્ષ |
| ૮ ગંધર્વ | કાળા | ગીતરતીંદ્ર | ગીતયશેંદ્ર | તુબુરાના વૃક્ષનુ ચિન્હ |

૮ ઈંદ્ર + ૮ ઈંદ્ર = ૧૬ ઈંદ્ર

**વાણવ્યતર દેવોનુ સ્વરૂપ**—આઠસે યોજનની ઉપર જે સો યોજન રહ્યા હતા તેમા દશ યોજન ઉપર મૂકીએ અને દશ યોજન નીચે મુકીએ, તો વચલા એશી યોજન મધ્યે વાણવ્યતરિક દેવો રહે છે

૧ સંનિહિતઈંદ્ર, ૨ સામાનંદ્ર ૩ ધાતાઈંદ્ર ૪ વિધાતાઈંદ્ર, ૫ ઋષિઈંદ્ર, ૬ ઋષિપાલેંદ્ર, ૭ ઈશ્વરઈંદ્ર, ૮ મહેશ્વરઈંદ્ર, ૯ સુવત્સ ઈંદ્ર, ૧૦ વિશાલઈંદ્ર, ૧૧ હાસ્યઈંદ્ર, ૧૨ હાસ્યરતિઈંદ્ર, ૧૩ શ્વેતઈંદ્ર, ૧૪ મહાશ્વેતઈંદ્ર ૧૫ પતગઈંદ્ર, ૧૬ પતગપતિઈંદ્ર એ સોળ ઈંદ્ર વાણવ્યતરના છે

સર્વ મળી વ્યંતરના બત્રીશ ઇંદ્ર, ભુવનપતિના વીશ ઇંદ્ર યદ્યપિ ચંદ્ર સૂર્ય તો અસંખ્યાતા ઇંદ્ર છે, તથાપિ જાતિની અપેક્ષાએ ચંદ્ર સૂર્ય બેજ ગણીએ માટે જ્યોતિષીના બે અને વૈમાનિકના દશ ઇં. મળી ચોસઠ ઇંદ્ર ગણનીમાં છે વ્યંતરના બત્રીશ ઇંદ્રોને તથા જ્યોતિષીના બે ઇંદ્રોને લોકપાળ હોતા નથી, અને તેઓને ત્રાયત્રિંશક દેવતાઓ પણ હોતા નથી.

મનુષ્યના ભેદ—૧ કર્મભૂમિના, ૨ અકર્મભૂમિના, ૩ છપ્પન્ન અંતરદ્વીપના મનુષ્યના ૩૦૩ ભેદ થાય છે

તિર્યંચના ભેદ—૧ જળચર, ૨ સ્થળચર, ૩ ખેચર, ૪ ઉરપરિસર્પ, ૫ ભુજપરિસર્પ

૧ જળચર—માછલા, મગર, કાચબા, ગ્રાહજંતુ વગેરે
૨ સ્થળચર—ગાય, ભેંસ, બળદ, ઉંટ, શ્વાન, બિલાડી વગેરે
૩ ખેચર—કાગડા, ચકલી, હંસ ગીધ, મેના, પોપટ, પારેવાં વગેરે
૪ ઉરપરિસર્પ—સર્પ વગેરે.
૫ ભુજપરિસર્પ—નોળિયો, ખીસકોલી વગેરે

મનુષ્યના ૩૦૩ ભેદ
દેવતાના ૧૯૮ ભેદ.
તિર્યંચના ૪૮ ભેદ.
નારકીના ૧૪ ભેદ.
સરવાળે ૫૬૩ જીવના ભેદ જાણવા.

શરીર, સંસ્થાન, ઇંદ્રિય, આયુ, પર્યાપ્તાની હાનિ-વૃદ્ધિ અનુસારે જીવ જુદા જુદા કહેવામાં આવે છે સારા ખોટા શરીર, સારાં ખોટાં સંસ્થાન અને અધિક ઓછી ઇંદ્રિયો પામવી એનું

મુખ્ય કારણ કર્મ છે કર્મ એ વસ્તુ પુદ્‌ગળ છે, અને તે જડ છે આત્માને દુખદર્તા છે એ કર્મવસ્તુ અજ્ઞાનસ્વરૂપ છે તેનો વિશેષ અધિકાર આગળ કહેવામા આવશે

ભવનપતિ, વ્યતર જ્યોતિષી, સૌધર્મ દેવલોક તથા ઈશાન દેવલોક સુધી ઉત્સેધાગુલ પ્રમાણુ સાત હાથ શરીરમાન ઉત્કૃષ્ટુ જાણવુ ત્રીજા તથા ચોથા દેવલોકે છ હાથ શરીરમાન છે, બ્રહ્મ તથા લાતકે પાચ હાથ શરીરમાન શુક્ર તથા સહસ્રારે ચાર હાથ આરણાદિક ચાર દેવલોકે ત્રણ હાથ, ગ્રૈવેયક બે હાથ અને અનુત્તર વિમાને એક હાથનુ શરીરમાન જાણવુ

જે દેવતાના ભવમા જ્યાસુધી દેવતા જીવે ત્યાસુધી જે શરીર ધારણ કરે તેને ભવધારણીય શરીર કહે છે, અને કારણસર વિકુર્વણા કરી શરીર નીપજાવે તેને વૈક્રિય શરીર કહે છે વૈક્રિય શરીર ઉત્કૃટુ એક લાખ યોજનનુ કર નવગ્રૈવેયક તથા પાચ અનુત્તર વિમાનના દેવતાને વિષે એકનુ ભવધારણીય શરીર છે પણુ ઉત્તર વૈક્રિય શરીર કરવાની શક્તિ છતા તેનું કોઈ કામ પડતુ નથી કે જે થકી તેના રહેવાસી દેવતાને તે ઉત્તરવૈક્રિય શરીર કરવુ પડે

દેવતાને સ્વાભાવિકશરીર અને ઉત્તરવૈક્રિયશરીર એ બન્ને પ્રાર ભની વેળાએ અગુળના અસખ્યાતમે ભાગે હોય છે અગુળનો અ સખ્યાતમો ભાગ જઘન્યથકી જાણવો

સામાન્ય રીતે ચારે નિકાયના દેવતાને વિષે સમુચ્ચય બાર મુહૂર્તનો ઉત્કૃષ્ટો ઉપજવાનો વિરહકાળ જાણવો ભાવાર્થ એ છે કે ચારે નિકાયના દેવતા નિરતર ઉપજે છે તે ઉપજવામા કેવારેક ઉત્કૃષ્ટુ અતર પડે તો સામાન્યપણે બાર મુહૂર્તનુ પડે.

ગર્ભજ તિર્યંચ, મનુષ્ય, દેવતા અને નારક, એ ચારને ઉપપાત ને વિરહકાળ બાર મુહૂર્તનો હોય એમા પચસગ્રહ ગ્રંથની સાખ છે સમૂર્છિમ મનુષ્યનો ઉત્કૃષ્ટ ઉપપાત અને વિરહકાળ ચોવીશ મુહૂર્તનો હોય છે ભુવનપતિ, વ્યંતર, જ્યોતિષી, સૌધર્મ અને ઇશાન વાસી દેવતાને ઉત્કૃષ્ટ ચોવીશ મુહૂર્ત ઉપજવાનો વિરહકાળ છે તેવાર-પછી બીજો કોઇ દેવતા અવશ્ય ઉપજે

સનતકુમારે નવ દિવસ ને વીશ મુહૂર્ત ઉત્કૃષ્ટ ઉપજવાનો વિરહકાળ છે તેમજ માહેંદ્રદેવલોકે બાર દિવસ ને દશ મુહૂર્ત, બ્રહ્મદેવલોકે સાડીબાવીશ દિવસ, લાંતકે પીસ્તાલીશ દિવસ, શુક્રે એશી દિવસ, સહસ્રારે સો દિવસ, આણત તથા પ્રાણતદેવલોકે પ્રત્યેકે સંખ્યાતા માસનો ઉપજવાનો વિરહકાળ એટલે આણતે દશ માસ અને પ્રાણતે અગિયાર માસ અને આરણ તથા અચ્યુત એ બે દેવલોકે સંખ્યાતા વર્ષનો ઉપજવાનો વિરહકાળ છે પછી જરૂર બીજો દેવતા ઉપજે, તે જ્યાસુધી સો વર્ષ પુરા ન થાય ત્યાંસુધી સંખ્યાતા વર્ષ ગણવા નવગ્રૈવેયકના પહેલા ત્રિકમા સંખ્યાતા સેંકડો વર્ષ, બીજા મધ્યમ ત્રિકે સંખ્યાતા હજાર વર્ષ અને ત્રીજા ઉપરના ત્રિકે સંખ્યાતા લાખ વર્ષનો ઉપજવાનો વિરહકાળ જાણવો જ્યાસુધી સહસ્ર વર્ષ પૂરા ન થાય ત્યાસુધી સંખ્યાતા વર્ષ શત ગણવા જ્યાસુધી લાખ વર્ષ પૂરા ન થાય ત્યાસુધી સંખ્યાતા વર્ષ સહસ્ર ગણવા. જ્યાસુધી ક્રોડ વર્ષ પૂરાં ન થાય ત્યાસુધી સંખ્યાતા વર્ષ લાખ ગણવા વિજય વિજયંત, જયંત, અપરાજિત, એ ચાર વિમાનને વિષે પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ વિરહકાળ હોય છે, અને સર્વાર્થસિદ્ધ વિમાનમાં પલ્યોપમનો સંખ્યાતમો ભાગ ઉપપાત વિરહકાળ હોય પછી અવશ્ય બીજો દેવતા ઉપજે

ભુવનપતિઆદિથી તે સર્વાર્થસિદ્ધવિમાન પર્યંતના દેવતાને જઘન્યપણે એક સમયનો ઉપજવાનો વિરહકાળ હોય. ઉપપાત વિરહની પેઠે ચ્યવન વિરહકાળ પણ જઘન્ય ઉત્કૃષ્ટ જાણવો

એક, બે, ત્રણ, ચાર, સંખ્યાતા ને અસંખ્યાતા દેવતા એક સમયમાં ઉપજે અને ચવે. ભુવનપતિથી માંડીને સહસ્રારદેવલોક સુધી જઘન્યથી એક સમય માંહિ જો ઉપજે તો એક બે ત્રણ ઉપજે તથા ચવે અને ઉત્કૃષ્ટા સંખ્યાતા તથા અસંખ્યાતા ઉપજે અને ચવે કેમકે સહસ્રારદેવલોક પર્યંત તિર્યંચ પણ જાય છે માટે અસંખ્યાતા ઉપજે અને ચવે.

આઠમા દેવલોકથી ઉપરના દેવતા એક સમયમાંહિ સંખ્યાતા ઉપજે અને ચવે પણ અસંખ્યાતા નહીં, કેમકે ત્યાં મનુષ્યજ જઈ શકે છે અને ત્યાંનો દેવતા ચવે તે પણ મનુષ્યજ થાય છે, તે માટે તે મનુષ્ય સંખ્યાતાજ છે પર્યાપ્તા મનુષ્ય તથા પર્યાપ્તા તિર્યંચ પંચેંદ્રિય એ બે દેવતાની ગતિમાંહિ ઉપજે અને શેષ દેવતા, નારકી, એકેંદ્રિય વિગલેંદ્રિય વળી અપર્યાપ્તા પંચેંદ્રિય તીર્યંચ અને મનુષ્ય એટલા માંહેલો કોઈ જીવ મરીને દેવતા થાય નહી

અસંખ્યાતા આયુષ્યવાળા યુગલિયા મનુષ્ય તથા તિર્યંચ સર્વે નિશ્ચયે દેવતાની ગતિમાંહિ અવતરે.

સંમૂર્છિમ મનુષ્ય મરીને ઉત્કૃષ્ટપણે ભુવનપતિ તથા વ્યંતરને વિષે જાય, પણ જ્યોતિષીમાં ન જાય.

પંચાગ્નિ તપનારા, મિથ્યાત્વી તપસ્વીઓ ઉત્કૃષ્ટ રોષને ધારણ કરનારા અહંકાર કરનારા તપશ્ચર્યા કરતા વૈરભાવનો પ્રતિબંધ કરનારા જીવો મરી અસુરકુમાર ભુવનપતિમાંહે ઉપજે છે

કંદમૂળ ભક્ષણ કરનાર વનવાસી તાપસ કાળ કરી જ્યોતિષી થઇ શકે છે ચરક અને કપિલમતિ ત્રિદંડી ઉત્કૃષ્ટ બ્રહ્મદેવલોક સુધી જઇ શકે છે. હાથી, બળદ, સબળ-કંબલ જેવા સમ્યક્ત્વધારી દેશવિરતિસહિત મરીને આઠમા સહસ્રારદેવલોક સુધી જઇ શકે છે દેશવિરતિ શ્રાવક કાળકરી બારમા દેવલોક સુધી જાય છે, રજોહરણાદિ સાધુવેષધારી મિથ્યાદષ્ટિ હોય તે ક્રિયાના બળેકરી નવગ્રૈવેયક સુધી જાય.

ચૌદ પૂર્વી સાધુ જઘન્યથકી છઠ્ઠા લાંતક દેવલોક સુધી જઇ શકે તાપસ, સન્યાસી, શાક્યાદિકને જઘન્યથકી વ્યંતરમાં ઉપજવુ હોય શ્રી પન્નવણાજી સૂત્રમાંહે તાપસને જઘન્યથકી ભુવનપતિમાંહે ઉપજવુ કહ્યુ છે

જે શરીરના હાડનો દઢ દઢતર બંધ તેને સંઘયણ કહે છે સંઘયણના ૬ ભેદ છે ૧ વજ્રઋષભનારાચસંઘયણ, ૨ ઋષભનારાચસંઘયણ, ૩ નારાચસંઘયણ, ૪ અર્ધનારાચસંઘયણ ૫ કીલિકાસંઘયણ, ૬ સેવાર્તસંઘયણ

ગર્ભજતિર્યંચ તથા મનુષ્યને છએ સંઘયણ હોય સમૂર્છિમ પંચેદ્રિયતિર્યંચ તથા સમૂર્છિમ મનુષ્યને એક સેવાર્તસંઘયણ હોય છે

વિગલેદ્રિયને છેવટ્ઠો સંઘયણ હોય. કમ્મપયડિમાંહે સમૂર્છિમ પંચેદ્રિયતિર્યંચ અને છએ સંઘયણ કહ્યા છે તત્ત્વકેવલીગમ્ય દેવતા તથા નારકી અસંઘયણી છે, કેમકે સંઘયણ તે હાડરચના વિશેષ છે, તે હાડ દેવતા તથા નારકીને નથી

છેવટ્ઠા સંઘયણવાળો જીવ ભુવનપતિ, વ્યંતર, જ્યોતિષી અને ચોથા દેવલોક સુધી જઇ શકે છે કીલિકાસંઘયણવાળો પાંચમા અને છઠ્ઠા દેવલોક સુધી જઇ શકે છે અર્ધનારાચસંઘયણી આઠમા દેવલોક

સુધી જાય. નારાચપધયણે કરી દશમા દેવલોક સુધી જાય. ઋષભના રાચે કરી બારમા દેવલોક સુધી જાય વજ્રઋષભનારાચસંઘયણે કરી ભુવનપતિ વ્યંતર, જ્યોતિષી, બાર દેવલોક, નવગ્રૈવેયક અને પાંચ અનુત્તરવિમાન અને યાવત્ મોક્ષે પણ જાય એટલે પહેલા સંઘયણવાળો જીવ મોક્ષે જાય

જ્યાં જ્યાં સંઘયણ હોય ત્યાં ત્યાં સંસ્થાન હોય છે સંસ્થાન-શરીરનો આકારવિશેષ, તે સંસ્થાનના ૬ પ્રકાર છે ૧ સમચોરસ, ૨ ન્યગ્રોધ, ૩ સાદિ, ૪ વામન, ૫ કુબ્જ, ૬ હુંડક જીવોને ઉપર મુજબ ૬ સંસ્થાન હોય છે અજીવને પાંચ સંસ્થાન હોય છે ૧ પરિમંડલ ૨ વૃ૰ ૩ ત્રિશ ૪ ચોરસ, ૫ આયત તે પાંચ અજીવ પુદ્ગલ સ્કંધના હોય છે

ગર્ભજમનુષ્ય તથા ગર્ભજતિર્યંચને છએ સંસ્થાન હોય છે, દેવતાને સમચોરસ સંસ્થાન હોય છે

નારકી એકેંદ્રિય, વિગલેંદ્રિય સમૂર્છિમ પંચેંદ્રિય તિર્યંચ તથા સમૂર્છિમ મનુષ્ય એ સર્વ હુંડકસંસ્થાનવાળા હોય

કમ્મપયડીમાંહે સમૂર્છિમ પંચેંદ્રિય તિર્યંચને છએ સંસ્થાન કહ્યાં છે એકેંદ્રિય માંહે પૃથ્વી મસુરચંદ્ર સંસ્થાનવાળી છે અપ્કાયનું બિંદુ જેવું સંસ્થાન તેઉકાયનું સૂચિકલાપ સંસ્થાન વાયુકાયનું પતાકાને આકારે સંસ્થાન, વનસ્પતિકાયનું વિચિત્ર પ્રકારે સંસ્થાન છે વાયુકાય વૈક્રિય શરીર કરે તો પણ પતાકા જેવા સંસ્થાન કરે પંચેંદ્રિય તિર્યંચ અને પંચેંદ્રિય મનુષ્ય તથા બારમા દેવલોકના દેવતા સુધી જે ઉત્તરવૈક્રિયરૂપ કરે તે નાના સંસ્થાનવાળું જાણવું નારકી ઉત્તરવૈક્રિયરૂપ કરે તે પણ હુંડકસંસ્થાને જાણવું

દેવતા ચવીને કયા ઉપજે તે કહે છે—સામાન્યપણે ચારે નિકાયના દેવતા દેવલોકમાંથી ચવીને એક યુગલિયા વિના ગર્ભજ પર્યાપ્તા સખ્યાતા આયુષ્યના ધણી મનુષ્ય તથા તિર્યંચને વિષે જાય. પર્યાપ્તા બાદર પૃથ્વીકાય, અપ્કાય અને વનસ્પતિકાયમાહે દેવતા મરીને ઉપજે

સનત્કુમાર આદિ લેઇને સહસ્રાર દેવલોક સુધીના દેવતા ચવીને એકેંદ્રિયમાહે ઉપજે નહી આણત પ્રમુખ દેવલોકથી માંડી અનુત્તર વિમાન સુધીના દેવતા ચવીને ગર્ભજ પર્યાપ્તા સખ્યાતા આયુષ્યવાળા સામાન્ય મનુષ્યમાહે ઉપજે, પણ પૃથ્વીઆદિક એકેંદ્રિયમાહે ન ઉપજે તથા તિર્યંચમાહે પણ ઉપજે નહી

ભુવનપતિ, વ્યંતર, જ્યોતિષી, સૌધર્મ અને ઇશાન દેવલોક સુધી દેવીઓનુ ઉપજવુ હોય. ઉપરાંત દેવીઓને ઉપજવુ હોય નહી. ઉપરના દેવતાના ભોગને માટે સાધર્મ તથા ઇશાન દેવલોકની અપરિગૃહિતા દેવીઓ આઠમા સહસ્રાર દેવલોક સુધી જાય.

અચ્યુત દેવલોકથકી ઉપરાત દેવતાનુ પણ ગમનાગમન નથી. હેઠલા દેવોને બારમા દેવલોકથકી ઉપરાત જવાની શક્તિ નથી તથા ઉપરના દેવતાને અહીંયા આવવાનુ પ્રયોજન નથી, કારણ કે નવગ્રૈવેયક તથા પાંચ અનુત્તર વિમાનના દેવતા તીર્થંકરના કલ્યાણક મહિમા માહે પણ શય્યાથકી નીચે ઉતરે નહી પણ શય્યામા બેઠા થકા નમસ્કારાદિક ભક્તિ યથાયોગ્ય જાળવે અને સંદેહ ઉપજે તો મનોવર્ગણાએ પ્રશ્ન કરે, અને કેવળી પણ કેવળજ્ઞાને જાણીને મનોવર્ગણાએ ઉત્તર આપે

લેશ્યા સ્વરૂપ—જેણે કરી જીવ, કર્મ સાથે આશ્લેષ તેને લેશ્યા કહે છે તે લેશ્યાના બે ભેદ છે એક દ્રવ્યલેશ્યા તથા બીજી ભાવલેશ્યા ત્યાં આત્માને કાળાં, પીળા આદિ દ્રવ્યરૂપ કર્મપુદ્ગલસ યોગ તે દ્રવ્યલેશ્યા અને આત્માના શુભાશુભ પરિણામ તે ભાવલેશ્યા

૧ કૃષ્ણલેશ્યા, ૨ નીલલેશ્યા, ૩ કાપોતલેશ્યા, ૪ તેજોલેશ્યા, ૫ પદ્મલેશ્યા ૬ શુક્લલેશ્યા એ છ લેશ્યા છે

ભુવનપતિ તથા વ્યતરને કૃષ્ણ, નીલ, કાપોત અને તેજોલેશ્યા એ ચાર લેશ્યા હોય છે પરમાધામીને એક કૃષ્ણલેશ્યાજ હોય છે, અને જ્યોતિષી, સૌધર્મ અને ઇશાન એ બે દેવલોકને વિષે એક તેજો લેશ્યા હોય છે સનતકુમાર, માહેંદ્ર અને બ્રહ્મ એ ત્રણ દેવલોકે પદ્મલેશ્યા હોય. લાતક આદિ લેઇને પાચ અનુત્તર સુધીના દેવોને એકલી શુકલ લેશ્યા હોય એ સર્વ લેશ્યા નિર્મળ, શુદ્ધ, શુદ્ધતર અનુક્રમે જાણવી

---

## आहार.

---

કેવળ શરીરેકરી જે આહાર તે ઓજાહાર, યદપિ શરીર પાચ છે, તથાપિ તેજસ અને કાર્મણ શરીરે કરી જીવ ઉત્પત્તિ દેશે આવી પૂર્વશરીર ત્યાગે વિગ્રહગતિ અથવા અવિગ્રહગતિવાળો જીવ પ્રથમ સમયે ઔદારિક શરીર યોગ્ય પુદ્ગલાહાર કરે, બીજા સમય આદે દેઈ કાર્મણ સાથે ઔદારિક મિશ્ર આહાર કરે, તે જ્યાંસુધી શરીર પૂર્ણ નીપજે ત્યાંસુધી. એ પૂર્વોક્ત સર્વ તેજસશરીર તેણે કરી જે આહાર તે પ્રથમ ઓજાહાર જાણવો

સ્પર્શેન્દ્રિયેકરી જે આહાર તે બીજો લેમાહાર જાણવો જેમકે તેલ ચોપડવાથકી સુખે ચીકાશ થાય, ઉનાળે પાણીની છાટ 'સાગ વાથી શીતળ પુદ્દગળ તૃષા મટે ઇત્યાદિ કોળીઆએ કરી આહારનો જે મુખમા પ્રક્ષેપ કરવો તે કવળાહાર જાણવો

દેવતા, નારકી અને એકેંદ્રિય વિના બાકીના જીવ કવળાહારી હોય છે દેવતા, નારકી તથા એકેંદ્રિયને કવળાહાર નથી. કિંતુ પર્યાપ્તિ પૂરી કર્યા પછી લોમાહારી હોય તેમા દેવતા મન'કલ્પિત શુભપુદ્દગલનો સર્વ કાયાએ આહાર કરે. નારકીને અશુભપણે પરિણમે.

સર્વ તિર્યંચ તથા મનુષ્યને ત્રણ પ્રકારના આહાર હોય. કેવારેક સચિત્ત, કેવારેક અચિત્ત, કેવારેક ઉભયરૂપ હોય. દેવતા તથા નારકીને અચિત્ત આહાર હોય દેવતાને આયુષ્ય ઉપર આહાર કાળમાન છે, પરતુ નારકીને આહારે કાળમાન ન હોય

વિગલેંદ્રિય તથા નારકીને આહાર લીધા પછી આહાર ઇચ્છા ઉત્કૃષ્ટી અંતર્મુહૂર્ત પછી ઉપજે એકેંદ્રિય પૃથ્વીઆદિકને આહારાભિલાષ નિરંતર ઉપજે, ને પંચેંદ્રિયતિર્યંચને રાગાદિક અભાવે બે અહોરાત્રને આતરે આહારાભિલાષા ઉપજે તથા મનુષ્યને ત્રણ અહોરાત્રને આતરે આહારાભિલાષા ઉપજે એ બે ઉત્કૃષ્ટો આહારાંતર તે ઉત્તરકુરૂ, દેવકુરૂ તથા ભરત અને ઐરવતે, સુષમસુષમાકાળે ત્રણ પલ્યોપમ આયુષ્યવાળા તિર્યંચ-મનુષ્ય આશ્રી જાણવો

વિગ્રહગતિવાળા ઉત્કૃષ્ટપણે ચાર સમય અણાહારી હોય, અને આઠ સમય પ્રમાણ કેવલીસમુદ્દઘાત છે તેમાં ત્રીજે, ચોથે અને પાંચમે સમયે કેવળ કાર્મણ યોગી હોય. તે ત્યાં ત્રણ સમય અણાહારક જાણવા, અને ચૌદમે ગુણઠાણે શૈલેશીકરણે અંતર્મુહૂર્ત પ્રમાણ

અણાહારક જાણવા અને સાદિ અનંત મોક્ષમાંહિ સિદ્ધના જીવ અનંતો કાળ અણાહારી જાણવા બાકીના સર્વ જીવ આહારક જાણવા

દુહા

હાડ રૂધિર નખ રોમ માંસ, કેશ રહિત સુરકાય,
વિષ્ટા મૂત્ર રહિત તેમ સુષમા ગાળે આય. ૧
પરસેવો તો થાય નહિ, નિર્મળકાયી સુર
કપૂર સરખો શ્વાસ છે, ભોગી સુખ ભરપૂર ૨

ઉત્પત્તિકાળે અંતર્મુહૂર્તમાંહિ પર્યાપ્તિ પૂર્ણ કર્યા પછી અસંત તરુણપુરુષ સરખા સર્વ અંગમાં ભૂષણ ધારણ કરનાર દેવતાઓ હોય. શ્રી જીવાભિગમસૂત્રના અભિપ્રાયે કોઇ કહે છે કે, દેવતા આભૂષણ તથા વસ્ત્રેકરી રહિત છે તે ઉત્પત્તિ કાળેજ જાણવા. પરંતુ ઉપપાત સભાએ ઉપજે, અભિષેક સભાએ સ્નાન કરે, અનંકાર સભાએ અલંકાર પહેરે વ્યવસાય સભાએ પુસ્તક વાંચી પૂજે પગરણ વ્યવસાય લીએ પછી સુધર્મા સભાએ સિદ્ધાયતનને વિષે જિનપ્રતિમાને પૂજે એ સર્વ જુદાં જુદાં કૃત્ય કરનાર દેવતાને કેમ વસ્ત્રરહિત કહેવાય વસ્ત્રસહિત દેવતા જાણવા

દેવતા આંખ મીટમાર નહીં મને કરી સર્વ કાર્યસાધક હોય ઉરમાં ફુલની માળા હોય તે કોઇ દિવસ કરમાય નહીં મનુષ્યલોકમાંહી આવે છતે ભૂમિથકી ચાર આંગુલ અધર ( ઊંચા ) પગ રાખે

તીર્થંકરોના જન્માદિ પાંચ કલ્યાણકનેવિષે તપસ્વીના તપ પ્રભાવે જન્માંતરના સ્નેહથકી અથવા રીસથકી દેવતા અહીં આવે છે

સાધર્મ અને ઈશાન દેવલોકના દેવો રત્નપ્રભા પૃથ્વીનો હેઠલા ભાગ પર્યંત અવધિજ્ઞાને કરી દેખે સનત્કુમાર ને માહેંદ્રના દેવતા બીજી શર્કરાપ્રભા પ્રત્યે દેખે બ્રહ્મ ને લાંતકના દેવો ત્રીજી નરક સુધી દેખે. શુક્ર તથા સહસ્રારના દેવ ચોથી પંકપ્રભા પ્રત્યે દેખે. આણત, પ્રાણત, આરણ અને અચ્યુત, એ ચાર દેવલોકના દેવતા પાચમી ધૂમપ્રભા નરક સુધી દેખે ત્રણ હેઠના ને ત્રણ મધ્યના એવા છ ગ્રૈવેયકના દેવ તે છઠ્ઠી તમપ્રભાનરકપૃથ્વી સુધી અવધિજ્ઞાને કરી દેખે, ને ઉપરના ત્રણ ગ્રૈવેયકના દેવતા તે સાતમી તમ તમપ્રભા નામા નરકપૃથ્વી સુધી દેખે, અને પાંચ અનુત્તરવિમાનના દેવો કાંઈક ઉણી લોકનાલી પચાસ્તિકાયરૂપ ચૌદરાજ પ્રમાણ અવધિજ્ઞાને કરી દેખે.

નારકીનુ અવધિજ્ઞાન પાણી ઉપર તરવાના ત્રાપાના આકારે જાણવુ ભુવનપતિનું પાલાને આકારે, વ્યતરનું અવધિજ્ઞાન ઢોલને આકારે, જ્યોતિષીનુ અવધિજ્ઞાન ઝાલરને આકારે, બાર દેવલોકના દેવોનું અવધિજ્ઞાન મૃદંગને આકારે, નવગ્રૈવેયકના દેવોનુ અવધિજ્ઞાન ફુલે ભરી ચગેરીના આકારે, અનુત્તરદેવોનુ અવધિજ્ઞાન કુમારી કન્યાનો ગલકંચુઓ જેવો પેશવાઝ ઘુરકણી પાહેરણો પહેરે એને ઉર્ધ્વ સર કંચુક કહે છે એ નામે મારવાડ દેશમા પ્રસિદ્ધ છે તેને આકારે જાણવુ. તિર્યંચ તથા મનુષ્યનુ અવધિજ્ઞાન નાનાપ્રકારના સંસ્થાને સંસ્થિત જાણવુ

સ્વયભૂરમણ સમુદ્રમાહિ મત્સ્ય સર્વ આકારે છે પરંતુ વલયાકારે નથી અને મનુષ્ય તથા તિર્યંચને અવધિજ્ઞાન વલયાકારે પણ છે

ભુવનપતિ તથા વ્યતરને અવધિજ્ઞાન ઉંચુ ઘણું હોય ને તીર્છું તથા નીચુ થોડું હોય. વૈમાનિકને નીચુ અવધિજ્ઞાન ઘણ હોય

અને તીર્છું તથા ઉંચુ થોડુ હોય. નારકી તથા તિર્યંચને તીર્છું અવધિજ્ઞાન ઘણુ હોય અને ઉંચુ તથા નીચું થોડુ હોય. મનુષ્ય તથા તિર્યંચને અનેક પ્રકારનુ અવધિજ્ઞાન હોય છે

---

## नरकस्वरूप.

નરકો સાત છે ૧ રત્નપ્રભા ૨ શર્કરપ્રભા ૩ વાલુકપ્રભા, ૪ પંકપ્રભા, ૫ ધૂમપ્રભા ૬ તમપ્રભા ૭ તમ તમપ્રભા, એ સાત છે

ઘણાં પાપકૃત્ય કરનાર, ક્રોધી આરંભાદિ ક્રૂરલેશ્યાવંત, મૂઢમતિ પરને દુઃખ દેનાર હિંસા કરનાર જીવો નરકમાં ઉત્પન્ન થાય છે

| નરકના નામ. | જઘન્ય સ્થિતિ. | ઉત્કૃષ્ટ સ્થિતી. |
|---|---|---|
| ૧ રત્નપ્રભા. | ૧૦ હજાર વર્ષ | ૧ સાગરોપમ. |
| ૨ શર્કરપ્રભા. | ૧ સાગરોપમ. | ૩ સાગરોપમ. |
| ૩ વાલુકપ્રભા. | ૩ સાગરોપમ. | ૭ સાગરોપમ. |
| ૪ પંકપ્રભા. | ૭ સાગરોપમ. | ૧૦ સાગરોપમ. |
| ૫ ધૂમપ્રભા | ૧૦ સાગરોપમ. | ૧૭ સાગરોપમ. |
| ૬ તમપ્રભા. | ૧૭ સાગરોપમ | ૨૨ સાગરોપમ. |
| ૭ તમ તમપ્રભા | ૨૨ સાગરોપમ. | ૩૩ સાગરોપમ. |

| નરકના નામ. | દરેક નરકના પાથડા. | નરકાવાસા |
|---|---|---|
| ૧ રત્નપ્રભા. | ૧૩ | ૩૦ લાખ. |
| ૨ શર્કરપ્રભા. | ૧૧ | ૨૫ લાખ. |
| ૩ વાલુકપ્રભા. | ૯ | ૧૫ લાખ. |

જણૂવો. દશમો રાગ્ર તે અત્યત વિલાપાદ્દક દુખકારી શબ્દના પુદ્દગળ હોય. એ પ્રકારે નારકીને પુદ્દગળ પરિણમે ભલા કરતા ભૂંડો પરિણમે વૈમાનિક દેવતાના હાથના સ્પર્શથકી પણ નારકીને અત્યત દુખ હોય

સમસ્ત અઢી દ્વીપના અન્ન તથા ઘૃત આપીએ તોપણ નારકી જીવોની ભૂખ મટે નહી એવી ક્ષુધાવેદના હોય.

સમસ્ત સમુદ્ર નદી, તળાવ વગેરેના પાણી નારકીજીવોને પાઇએ તોપણ નારકીનુ ગળુ, તાળવુ તથા હોઠ સૂકાતા રહે નહી એવી તૃષાવેદના છે

છરી, કરવતે કરી ખણુતા પણ તેની ખસતી ખજવાળ મટે નહી નારકીના જીવ સદા પરવશ રહે અહીંયાં રહેનારા પુરૂષો કરતા પણ અનતગુણો જ્વર સર્વદા હોય શરીરે દાહ અત્યત હોય નવમો ભય અને દશમો શોક એ બે મનુષ્ય કરતા અનતગુણા હોય, અને નારકીના જીવોને વિભગજ્ઞાન પણ દુખદાઇ છે

પરમાધામી પણ નારકોને ભાલા, શસ્ત્ર, તલવાર, તીર દેખાડી અત્યત દુખ આપે છે

અન્યોન્યવેદના—નારકો ॥ બે ભેદ છે. ૧ મિથ્યાદૃષ્ટિ, ૨ સમ્યગ્ દૃષ્ટિ. ત્યાં જેમ ભીલ તથા વણજારાનો કૂતરો બીજા કૂતરાને દેખી અત્યત ક્રોધ પામી સામો ધસ્યા આવે અને નખે તથા દાંતે કરી યુદ્ધ કરે, તેમ મિથ્યાતી નારકી જે હોય તે પણ વિભગજ્ઞાને કરી બીજા નારકીને દૂર થકી આવતો દેખી ક્રોધે કરી અત્યત રૌદ્ર એવુ વૈક્રિયરૂપ કરે, અને પોતપોતાના નરકવાસાને વિષે પૃથ્વીના સ્વભાવોત્પન્ન હથીઆર વા નવાં વિકુર્વ્યાં એવા ત્રિશૂલ અને ભાલા પ્રમુખ વા હાથ, પગ,

પિનપ્રકોપે કરી વ્યાકુળ અને છત્રરહિત ચારે દિશાએ પ્રદિપ્ત થએલી અગ્નિજ્વાળા તેણે કરી વ્યાપ્ત એવા કોઇ પુરૂષને જેવી ઉષ્ણવેદના હોય તે કરતા પણ ઉષ્ણવેદના નરમવાસામા રહેલા નારકીને અનંતગુણી જાણવી.

શીતયોનિયા નારકીને ઉષ્ણવેદના નરગવાસાથી લેઇ એરના અગાગમાહે નાખી ધમે, તેવારે તે નારકી ચદન જેવી શીતળતા પામીને અત્યત સુખ પામ્યા છતા તે અગ્નિમાહે નિદ્રા પામે. વળી પોષ તથા માઘ મહિનામાં રાત્રિને સમયે શીતળવાયુ વાય તેણે કરી જેમ હન્ય વગેરે કપે તથા હિમાચળમાહે વસ્ત્રરહિત એકેયકે ઉપરથી હિમ પડતા જેવી શીતવેદના હોય તેથી અનતગુણી શીતવેદના નરગવાસમા હોય તે શીતવેદના યુક્ત નરકમાથી તે નારકીને બાહેર કાની પૂર્વે કહ્યા એવા હિમાચળાદિક સ્થાને જો મૂકીએ તો નિરૂપમ સુખી થયા છતા નિદ્રા પ્રત્યે પામે

અતિક્ષણે જે જે આહારાદિક નાના પ્રકારના પુદ્ગળનુ જે બધન તે થકી પ્રદિપ્ત થયેલા અગ્નિ કરતા પણ અત્યત દારૂણ હોય ગતિ ઊંટ સરખી હોય હુડકસસ્થાન હોય, નારકીને બીકા પ્રમુખના પુ.ગળ ઉડીને લાગે તે શસ્ત્રધારા સરખા હોય નરકાવાવાસાનો વર્ણ સર્વત્ર અધકારમય અને વિષ્ટા મૂત્ર શ્લેષ્મ મન લોહી વસા, પરૂ અને મેદે ભર્યુ તળીયાનો ભાગ છે સ્મશાનની પેઠે ઠામ ઠામ કેસ નખ હાડ માસ લોહી પ..ના હોય મરેલાં કુતરા, બિલાડાં સર્પના કરતાં પણ અત્યત દુગધ હોય કડવી તુબડી કરતાં પણ અત્યત કડવો રસ હોય સ્પર્શ વીછીના કાટા સરખો હોય. નવમો અગુરૂલઘુ પરિણામ તે અત્યત દુઃખનું સ્થાનભૂત

જાણવો. દશમો શબ્દ તે અત્યંત વિદ્યાપાર્થિદ દુખકારી શબ્દના પુદ્ગળ હોય. એ પ્રમાણે નારકીને પુદ્ગળ પરિણમે ભના કરતા ભૂંડો પરિણમે. વૈમાનિક દેવતાના હાથના સ્પર્શથકી પણ નારકીને અત્યંત દુખ હોય.

સમસ્ત અગ્ની દીપના અન્ન તથા ઘૃત આપીએ તોપણ નારકી જીવોની ભૂખ મટે નહી એવી ક્ષુધાવેદના હોય.

સમસ્ત સમુદ્ર નદી, તળાવ વગેરેના પાણી નારકીજીવોને પાઇએ તોપણ નારકીનુ ગળુ, તાળવુ તથા હોઠ સુકાતા રહે નહી એવી તૃષાવેદના છે

છરી, કરવતે કરી ખણતા પણ તેની ખસની ખજવાળ મટે નહી નારકીના જીવ સદા પરવશ રહે અહીયા રહેનારા પુરૂષો કરતા પણ અનંતગુણો જ્વર સર્વદા હોય. શરીરે દાહ અત્યંત હોય નવમો ભય અને દશમો શોક એ બે મનુષ્ય કરતા અનંતગુણા હોય, અને નારકીના જીવોને વિભંગજ્ઞાન પણ દુખદાઈ છે

પરમાધામી પણ નારોને ભાલા, શસ્ત્ર તલવાર, તીર દેખાડી અત્યંત દુખ આપે છે

અન્યોન્યવેદના—નારકીના બે ભેદ છે. ૧ મિથ્યાદ્દષ્ટિ ૨ સમ્યગ્દષ્ટિ. ત્યા જેમ બીજા તથા વણજારાનો કુતરો બીજા કુતરાને દેખી અત્યંત ક્રોધ પામી સામો ધડવા આવે અને નખે તથા દંતે કરી યુદ્ધ કરે, તેમ મિથ્યાત્વી નારકી જે હોય તે પણ વિભંગજ્ઞાને કરી બીજા નારકીને દૂર થકી આવતો દેખી ક્રોધે કરી અત્યંત રૌદ્ર એવુ વૈક્રિયરૂપ કરે, અને પોતપોતાના નરકાવાસાને વિષે પૃથ્વીના સ્વભાવોત્પન્ન હથીઆર વા નવા વિકુર્વ્યા એવા ત્રિશુલ અને ભાલા પ્રમુખ

દાંત, નખે કરી માંહોમાંહિ પ્રહાર કરે તે પ્રહારેકરી પીડા પામેલા તે લોહીના કાદવમાં આળોટતા રૂદન કરે મોટા ભયંકર શબ્દ કરે સમ્યગ્દષ્ટિ નારકી હોય તો પોતાનાં પૂર્વભવકૃત પાપને સ્મરણ કરી બીજા નારકીથી થએલુ દુ:ખ સમ્યક્પ્રકારે સહન કરે, પણ બીજાને પીડા ઉપજાવે નહી

**પરમાધામીકૃત વેદના**—નરકાવાસાની પહેલી ભીતને વિષે નિ:કુટ આલા છે તે નારકીને ઉપજવાની યોનિ જાણવી ત્યા નારકી ઉપન્યા પછી અંતર્મુહૂર્તે આળીયો (આલો) નાનો અને શરીર મોટું થાય તેથી તેમા સમાય નહી તેવારે નીચે પડે તે જેવો નીચે પડે કે તુરત પરમાધામી ત્યા દોડી આવે આવીને પૂર્વકૃત કર્મના અનુસારે દુ:ખ આપે જેણે મદ્યપાન કર્યુ હોય તેને તપાવેલુ સીસું પીવરાવે પરસ્ત્રીસંગી જે હોય તેને અગ્નિમય લોહની પૂતળીનુ આલિંગન કરાવે અને કૂટશીમનાના વૃક્ષ ઉપર બેસાડે લોહના ઘણે કરી ઘાત કરે વાસનાએ કરી છેદે ક્ષત ઉપરે ક્ષાર આપે ઉના તેલમાહે તળે કુંત ભાલામાંહિ શરીરને પરોવે ભઠ્ઠીમાંહિ શેકે ઘાણી માંહે પીલે કરવતે કરી વેહેરી નાખે કાક કૂતરા ઘુઅડ સિંહ પ્રમુખ વિકૂર્વી કદર્થના કરાવે. વૈતરણી નદીમાહે ઝબોળે. અસિપત્ર વનમાંહિ પ્રવેશ કરાવે. તપેલી રેતીમાહે દોડાવે. વજ્રમય કુંભીમાહે તીવ્ર તાપે કરી પચતા, નારકી ઉત્કૃષ્ટા પાંચસે યોજન ઊંચા ઉછળે. ત્યાથી તેઓને પાછા પડતા વજ્રમય ચંચુએ કરી પક્ષીઓ તોડે. ધરતીપર પડ્યા છતા વાઘ ખાય એવા તે પરમાધામી અધમ મહા પાપીષ્ટ ક્રૂરકર્મી હોય

કદર્થ્યમાન એવા નારકીને માહોમાંહિ પાડા કૂકડા, મેંઢાની પેરે ઝુઝતા (યુદ્ધ કરતા) દેખી પરમાધામી હર્ષ પામે, અટ્ટહાસ

કરે, પડહમદાદાગી બજાવે, જેમ અહીંમાંના લોક નાટક દેખી ખુશી થાય તેમ પરમાધામી નારકીને ત્રણે પ્રકારની કદર્થના દેખી ખુશી થાય નારકીને દુ ખ થવામાં તથા દુ ખી દેખી ખુશી થવામાં પર માધામી દેવોને જેવી પ્રીતિ છે તેવી પ્રીતિ બીજા કશામાં નથી

સાતે નરકોમાં ક્ષેત્રવેદના હોય. શરીરકરો અન્યોન્યવેદના સાતે નરકે છે પ્રહગણકૃત વેદના પહેલી પાચ નરકે છે પહેલી ત્રણ નરકનેવિષે પરમાધામીકૃત વેદના છે

રત્નપ્રભાનુ એક લાખ એશી હજાર પૃથ્વીપિડ છે શર્કરપ્રભાનુ એક લાખ ને બત્રીશ હજાર, વાલુકપ્રભાનુ એક લાખ અઠ્ઠાવીશ હજાર, પકપ્રભાનુ એક લાખ વીશ હજાર, ધૂમપ્રભાનુ એક લાખ અઢાર હજાર, તમ પ્રભાનુ એક લાખ સોળ હજાર, તમ તમ પ્રભાનુ એક લાખ ને આઠ હજારનુ પૃથ્વીપિ- જાણવુ

પ્રથમ નરકાવાસો પીસ્તાળીશ લાખ યોજન પ્રમાણ લાબપણે ને પહોળપણે છે અને છેલ્લો અપઇઠાણો નામે ઇંદ્રિક નરકાવાસો એક લાખ યોજન પ્રમાણ લાંબપણે ને પહોળપણે છે

સાતમી નરકના જીવોનુ દેહમાન પાચસે ધનુષ્યનું જાણવુ. દરેક નરકે અડધુ અડધુ ઓછુ કરીએ નારકીનુ સ્વાભાવિક જે શરીર છે તેથી બમણુ ઉત્તરવૈક્રિય શરીર જાણવુ

સાતે નરકે નારકી પ્રાયશ નિરતર ઉપજે છે અને ચવે છે કદારેક જો વિરહ પડે તો જઘન્યથકી સાતે નરકે એક સમય વિરહ પડે, અને પ્રત્યેકે જુદો જુદો પણ એક સમયજ વિરહ પડે સાતે નરકનેવિષે ઉત્કૃષ્ટા ભેળો વિરહકાળ પડે તો બાર મુહૂર્તનો પડે. રત્નપ્રભાએ ચોવીશ મુહૂર્ત, શર્કરાએ સાત દિવસ, વાલુકાએ

થનર દિવસ, પંકપ્રભાએ એક માસ, ધૂમપ્રભાએ બે માસ, તમ પ્રભાએ ચાર માસ, અને તમતમપ્રભાએ છ માસ ઉપપાત વિરહકાળ જાણવો તેટલા કાળથી અવશ્ય જીવ બીજો ઉપજે

ભુજપરિસર્પ, ઘો નોળિયાદિક બીજી નરક સુધી જાય. પક્ષી, માંસાહારી, ગીધ સીંચાણા સમળી પ્રમુખ ત્રીજી નરક સુધી જાય. સિંહ, ચિતરા કૃતગ, મિનારી પ્રમુખ ચોથી નરકપૃથ્વી સુધી જાય. ઉરપરિસર્પ, કાળા-ચોળા-કાબરા પ્રમુખ સર્પ, પાંચમા નરક સુધી જાય સ્ત્રીવેદે નરકાયુ બાંધે એવા સ્ત્રીરત્ન પ્રમુખ, યાવત્ છઠ્ઠી નરક સુધી જાય મનુષ્ય મત્સ્ય એ બે ગર્ભજ પર્યાપ્તા ઉત્કૃષ્ટ સાતમી નરક સુધી જાય

સર્પાદિક, સિંહ પ્રમુખ પક્ષી તે ગૃધ્ર પ્રમુખ, મત્સ્યાદિક એટલી જાતિના જીવ તે નરક થકી આવ્યા હોય અને ફરી નરક જાય તે પ્રાયશ વચન જાણવું

છેવટ્ઠસંઘયણે બીજી નરક સુધી જાય ઉપરાંત ન જાય કીલિ કાસંઘયણે ત્રીજી નરકપૃથ્વી સુધી જાય, અર્ધનારાચે ચોથી નરક સુધી જાય નારાચે પાંચમી નરક સુધી જાય ઋષભનારાચે છઠ્ઠી નરક સુધી જાય અને વજ્રઋષભનારાચસંઘયણે સાતમી સુધી જાય.

નારકી જીવોને કૃષ્ણલેશ્યા, નીલલેશ્યા ને કાપોત એ ત્રણ લેશ્યાઓ હોય.

## લેશ્યાસ્વરૂપ

માર્ગ ભૂલ્યાથકા કોઇક છ પુરૂષ વનમાં ભમતા ભૂખ તૃષાએ પીડાયાથકા જાબુનાં ઝાડ હેઠે આવ્યા તે છ પુરૂષ માંહોમાંહે ફળ

સાતમી નરકપૃથ્વીના નારકી, તેઉકાય વાયુકાય અસખ્યાતા આયુષ્યવાળા યુગલિયા એટલે મનુષ્ય તથા તિર્યંચ યુગલિયા, એટલા મૂકીને બાકીના સર્વે જીવો મનુષ્યમાંહે ઉપજે

વાસુદેવ અરિહત, ચક્રવર્તિ, બળદેવ, એ ચારે દેવતાની તથા નારકીની ગતિમાહેથી આવે હોય પણ તિર્યંચમાથી તથા મનુષ્યમાથી આવ્યા ના હોય અરિહત તથા વાસુદેવ એ બને વૈમાનિક ગતિમાથી આવે છે।

ચક્રવર્તિને ૧૪ રત્ન હોય છે તે આ પ્રમાણે —પહેલુ ચક્રરત્ન વૈરીનુ મસ્તક છેદે બીજુ છત્રરત્ન તે ચક્રવર્તિના હસ્તસ્પર્શે બાર જોજન સુધી વિસ્તાર પામે એવુ હોતુ થકુ વૈતાઢ્ય પર્વતની ઉત્તરદિશાએ રહેનારા જે મ્લેચ્છ તેના દેવના વરસાદ વરસાવે તેનો નિરોધ કરવાને સમર્થ થાય ત્રીજુ દડરત્ન તે વિષમ એટલે જે વાકી ભૂમિ હોય તેને સમી કરે અને કામ પડે છને અધોભાગે હજાર જોજન પૃથ્વીનુ વિદારણ કરે. ચોથુ ચર્મરત્ન તે કાર્ય પડેથકે ચક્રવર્તિના હસ્તસ્પર્શે ફરી બાર જોજન વિસ્તાર પામે એવુ હોતુ થકુ પ્રભાતે બીજ વાવીએ અને સધ્યાકાળે સર્વ ઉપભોગ કરવાને યોગ્ય એવા શાલિ પ્રમુખને ઉત્પન્ન કરે છે પાચમુ ખડ્ગરત્ન તે સગ્રામ કરતી વખતે અસ્ખલિત શક્તિમત હોય, છઠ્ઠુ કાગણીરત્ન તે વૈતાઢ્ય પર્વતની ગુફામાહે એકેકી ભીતે ઓગણપચાસ માડલા કરવા યોગ્ય હોય સાતમુ મણિરત્ન તે અધોભાગે રહેનાર જે ચમરત્ન અને ઉર્ધ્વભાગે રહેનાર જે છત્રરત્ન તેના છત્રતુબા ઉપર રાખ્યુ છતા બાર જોજનમા એ મણિરત્ન ઉદ્યોતકારી હોય અને હાથે વા મસ્તકે બાધ્યુ છતા સમસ્ત રોગને હરણ કરે આઠમુ પુરોહિતરત્ન તે શાતિ

ર હોય. નવમુ અશ્વરત્ન ને દશમુ ગજરત્ન, એ બે મહા
ત હોય. અગિયારમુ સેનાપતિરત્ન તે ગગાસિધુની પેલે પાર્મ
ડનું જીતનાર હોય બારમુ ગૃહપતિરત્ન તે ઘરના યોગ્ય કામ
મુ વાર્ધકીરત્ન તે ઘર ચણે, વૈતાઢચપર્વતની ગુફામાંહે ઉમગ્ગા
ગ્ગાં નદીના પુલ બાવે ચૌદમુ સ્રીરત્ન તે અત્યત અદ્ભુત
ચક્રવર્તિના ભોગ યોગ્ય હોય

એ ચૌદ રત્નના દરેકના એકેક હજાર યક્ષો અધિષ્ઠિત છે બે
યક્ષ ચક્રવર્તિના એક બાહુએ હોય. સરવાળે સોળ હજાર યક્ષો
તિની સેવાચાકરી કરે.

જ્યારે જઘન્યથી જબુદ્વીપને વિષે ચાર ચક્રવર્તિ હોય તેવારે
પન રત્ન હોય. અને ઉત્કૃષ્ટ પદે અઠ્ઠાવીશ વિજયના અને બે ભરત
ા ઐરવતના મળી ત્રીન ચક્રવર્તિ હોય તેવારે જબુદ્વિપે ચારસે
વીસ રત્ન હોય

વાસુદેવને ૧ ચક્ર, ૨ ધનુષ્ય, ૩ ખડ્ગ, ૪ મણિ, ૫ ગદા,
વનમાળા, ૭ શખ એ સાત રત્ન જાણવાં

હવે મનુષ્ય મરીને ક્યા જાય તે કહે છે—સખ્યાના આયુ-
ષવાળા મનુષ્ય, સ્રી, નપુસક, તે નરક, તિર્યચ, મનુષ્ય ને દેવતારૂપ
ચારે ગતિનેવિષે જાય પહેલા સઘયણવાળા મનુષ્ય, પાચમી ગતિ
જે મોક્ષ તે પ્રત્યે પણ જાય એક સમયને વિષે એક, બે, ત્રણ અને
ઉત્કૃષ્ટા એકસો ને આઠ જીવ મોક્ષપ્રત્યે જાય

એક સમયમા સ્રીવેદે ઉત્કૃષ્ટા વીશ મોક્ષે જાય એક સમયે
નપુસકવેદી દશ મોક્ષે જાય અને એક સમયમા પુરૂષવેદી એકસો ને
આઠ મોક્ષે જાય. પાચશે ધનુષ્ય પ્રમાણ શરીરવાળા ઉત્કૃષ્ટા એક

સમયને વિષે બે મોક્ષે જાય જઘન્ય બે હાથ પ્રમાણ શરીરવાળા ઉત્કૃષ્ટા એક સમયને વિષે ચાર મોક્ષે જાય અને મધ્યમ અવગાહનાયે ઉત્કૃષ્ટા એક સમયને વિષે એકસો ને આઠ મોક્ષે જાય

ઉર્ધ્વલોક એટને આ ઠેકાણે મેરૂચૂલિકા તથા નંદનવન પ્રમુખને વિષે એક સમયે ઉત્કૃષ્ટા ચાર મોક્ષે જાય અધોલોક તે અધોગ્રામને વિષે એક સમયે બાવીશ મોક્ષે જાય તિર્યગ્લોકને વિષે એકસો ને આઠ મોક્ષે જાય.

ચારે ગતિમાહેથી આવ્યા કેટલા કેટલા મોક્ષે જાય તે કહે છે—નરકગતિથી નીકળી મનુષ્યમાહી આવ્યા એક સમયને વિષે સીજે તો દશ સીજે, એમ તિર્યચગતિથકી મનુષ્યમાહી આવ્યા એક સમયને વિષે સીજે તો દશ સીજે, અને મનુષ્યગતિથકી આવ્યા વીશ સીજે, અને દેવગતિથકી આવ્યા એકસો ને આઠ સીજે

તેમાં પણ વિશેષ એ છે રત્નપ્રભા, શર્કરપ્રભા અને વાલુકાથકી આવ્યા પ્રત્યેકે દશ દશ સીજે પંકપ્રભા થકી આવ્યા ચાર સીજે ને ધમાકિયથકી આવ્યા સીજે નહીં પૃથ્વીકાયથકી આવ્યા ચાર સીજે અપ્કાયથકી આવ્યા ચાર સીજે વનસ્પતિકાયથકી આવ્યા છ સીજે પચેંદ્રિયમાં તિર્યચથકી આવ્યા દશ સીજે તેમાં પણ તિર્યચની સ્ત્રીમાહેથી આવ્યા પણ દશ સીજે અને મનુષ્ય (નર) થકી આવ્યા દશ સીજે અને મનુષ્ય નારીથકી આવ્યા વીશ સીજે અસુરાદિક દશ નિકાયથકી આવ્યા દશ સીજે તેમજ વ્યતરથકી આવ્યા દશ સીજે અસુરકુમારાદિ દશ નિકાયની દેવીથકી આવ્યા પાચ સીજે સમસ્ત વ્યતરનિકાયની દેવીથકી આવ્યાથકા પાચ સીજે જ્યોતિષી પુરૂષથકી આવ્યા દશ સીજે જ્યોતિષી સ્ત્રીથકી આવ્યા વીશ સીજે

વૈમાનિક દેવથકી આવ્યા એક્સો ને આઠ સીજે. વૈમાનિક સ્ત્રીથકી આવ્યા વીશ સીજે અહી સર્વત્ર એક સમયમાં અમુક સીજે એમ જાણવુ કેવળ પુરૂષવેદી વૈમાનિક દેવોથકી આવી પુરૂષ થઇ સીજે તો એક સમયે એકસો ને આઠ સીજે

પુરૂષવેદથકી સ્ત્રી થઇ સીજે તો દશ સીજે પુરૂષથકી નપુંસક થઇ સીજે તો એક સમયે દશ સીજે. સ્ત્રીવેદથકી આવી સ્ત્રી થઇ સીજે તો એક સમયે દશ સીજે સ્ત્રીથકી પુરૂષ થઇ સીજે તો દશ સીજે. સ્ત્રીથકી નપુંસક થઇ સીજે તો દશ સીજે, નપુંસકવેદથકી આવી નપુંસક થઇ સીજે તો દશ સીજે નપુંસકથકી પુરૂષ થઇ સીજે તોપણ દશ સીજે. નપુંસકથકી સ્ત્રી થઇ સીજે તોપણ દશ સીજે અને વૈમાનિક દેવી, જ્યોતિષી દેવી અને મનુષ્યની સ્ત્રી, એ ત્રણ ઠેકાણેથી સ્ત્રીવેદી આવીને પ્રત્યેકે વીશ વીશ સીજે ત્યા એ વિશેષ છે કે જે સ્ત્રીવેદથકી આવી મનુષ્યપણે પુરૂષ થઇ અથવા સ્ત્રી થઇ વા નપુંસક થઇ સીજે તેવારે સર્વ મળી વીશ સીજે વળી આઠે ભાગે પૂર્વભવે પુરૂષ તે આ ભવે પુરૂષ થઇ સીજે તો એકસો ને આઠ સીજે બીજી રીતે આઠે ભાગે દશ સીજે અને વળી પૂર્વે કહ્યુ જે વીશ સ્ત્રી એક સમયે સીજે ત્યા એ વિશેષ છે કે જે-કોઇ પુરૂષવેદથકી આવી, કોઇ સ્ત્રીવેદથકી આવી, કોઇ નપુંસકવેદથકી આવી, સ્ત્રી થઇ સીજે તો મિશ્રિત મળી વીશ સીજે પણ કેવળ પુરૂષથી આવી, કેવળ સ્ત્રીથી આવી, કેવળ નપુંસકથી આવી વીશ સીજે નહી

ઉત્કૃષ્ટો મોક્ષ જવાનો છ મહિનાનો ઉપપાતવિરહ જાણવો ને જઘન્યથી એક સમય જાણવો. એ મોક્ષથકી પાછુ આવવાનુ નથી, તે માટે મોક્ષના જીવ સાદિઅનતમે ભાંગે છે પ્રવાહ આશ્રી અનાદિ-

અનતમે ભાગે જાણવા જેમ બળ્યા બીજે અકુરો ન થાય તેમ કર્મરૂપ બીજ બળ્યાથકી સસારરૂપ અકુર ઉત્પન્ન થતો નથી

## सिद्धशिलास्वरूप.

સર્વાર્થસિદ્ધવિમાનની ધ્વજાથી ઉપર બાર યોજન સિદ્ધશિલા છે. તે લાબપણે અને પહોળપણે પીસ્તાળીશ લાખ યોજન પ્રમાણ છે એનુ બીજું નામ ઇષિતપ્રાગ્ભારા છે અર્જુનસુવર્ણમય સ્ફટિકની પેરે નિર્મળ છે એ સિદ્ધશિલા મધ્યભાગે આઠ યોજન જાડી છે ત્યાથકી ચાર દિશાએ ને ચાર વિદિશાએ ઘટતી ઘટતી માખીની પાખ જેવી પાતળી થઇ છે ઉત્તાનછત્રને આકારે સિદ્ધશિલાની સ્થાપના છે તે સિદ્ધશિલાની ઉપર યોજનને આતરે લોકાંત છે ત્યાં સિદ્ધો રહે છે ભાવાર્થ એ છે કે–એક યોજનના ચોવીશ ભાગ કરીએ તેમા તેવીશ ભાગ નીચે મૂકીએ અને ચોવીશમા ભાગમા સિદ્ધના જીવો રહે છે

## तिर्यंचस्वरूप

એકેદ્રિય બેઇદ્રિય તેઇદ્રિય, ચારિંદ્રિય ને પચેદ્રિય એ પાચ પ્રકારે તિર્યંચ જાણવા

પૃથ્વી અપ્ તેઉ વાયુ ને વનસ્પતિ આ પાચ પ્રકાર એકેદ્રિયના જાણવા અને તેની સાથે બેઇદ્રિય તેઇદ્રિય ચૌરિંદ્રિય, ને પચેદ્રિય મળી ચાર મેળવતા નવ ભેદ થાય. તેમાં વળી પચેદ્રિયના બે ભેદ છે ૧ ગર્ભજ, ૨ સમૂર્છિમ. તેમાં ગર્ભજની અપેક્ષા વિના સામાન્યે નવ પ્રકારે તિર્યંચસ્વરૂપ કહે છે

પૃથ્વીકાયની ઉત્કૃષ્ટી સ્થિતિ બાવીશ હજાર વર્ષની હોય. અપ્કાયની ઉત્કૃષ્ટી સ્થિતિ સાત હજાર વર્ષની હોય. અગ્નિકાયની ઉત્કૃષ્ટી સ્થિતિ ત્રણ દિવસની, વાયુકાયની ઉત્કૃષ્ટી સ્થિતિ ત્રણ હજાર વર્ષ, વનસ્પતિકાયની ઉત્કૃષ્ટી સ્થિતિ દશ હજાર વર્ષ, બેઈંદ્રિયની ઉત્કૃષ્ટી સ્થિતિ બાર વર્ષની, તેઈંદ્રિયની ઉત્કૃષ્ટી સ્થિતિ ઓગણપચાસ દિવસની, ચૌરિંદ્રિયની ઉત્કૃષ્ટી સ્થિતિ ૭ મહિનાની, પચેંદ્રિયની ઉત્કૃષ્ટી સ્થિતિ ત્રણ પલ્યોપમની જાણવી સર્વની જઘન્ય સ્થિતિ અતર્મૂહૂર્તની છે.

સમૂર્છિમ પચેંદ્રિય ગાયપ્રમુખનુ ઉત્કૃષ્ટ આયુષ્ય ચોરાશી હજાર વર્ષનું, સમૂર્છિમપક્ષીનુ બહોતેર હજાર વર્ષ, સમૂર્છિમ સર્પપ્રમુખનુ ત્રેપન હજાર વર્ષ, સમૂર્છિમ ગોહ, નકુલનુ બેતાળીસ હજાર વર્ષ આયુષ્ય જાણવુ

---

## कायस्थिति.

---

કાયસ્થિતિ એટલે જે પુન પુન મરણ પામીને તેજ કાયમા ઉપજે તેને કાયસ્થિતિ કહે છે

પૃથ્વીકાય, અપ્કાય, તેઉકાય, અને વાયુકાય, એ ચાર એકેંદ્રિયમાં ઉત્કૃષ્ટી કાયસ્થિતિ અસખ્યાતી ઉત્સર્પિણી અવસર્પિણી પ્રમાણ જાણવી સારાંશ કે જો પૃથ્વીકાયનો જીવ મરણ પામી પામીને ફરી તેજ કાયમા ઉપજે પણ પોતાની કાયને મૂકે નહી તો અસખ્યાતી ઉત્સર્પિણી અવસર્પિણી રહે દશ કોડાકોડી સાગરોપમે એક ઉત્સર્પિણી થાય, અને દશ કોડાકોડી સાગરોપમે એક અવસર્પિણી

થાય. એવ વીશ કોડાકોડી સાગરોપમે એક કાળચક્ર થાય છે એ કાળમાન ભરત, ઐરવતની અપેક્ષાએ જાણુવુ અનત અવસર્પિણી ઉત્સર્પિણીકાળની કાયસ્થિતિ વનસ્પતિકાયની છે એ કાયસ્થિતિ વ્યવહારરાશિ જીવને સભવે કેમકે વ્યવહારરાશિયો જીવ મરણુ પામી નિગોદમા જાય તો અનતિ ઉત્સર્પિણી અવસર્પિણી રહીને પાછો વ્યવહારરાશિમા આવે એટને અહીયા મરૂદેવામાતાના દષ્ટાત સાથે વ્યભિચાર આવતો નથી, કેમકે મરૂદેવા અનાદિ નિગોદી છે તેમને કાયસ્થિતિનું એ પ્રમાણુ નહી બેઇંદ્રિય તેઇંદ્રિય, ચૌરિદ્રિય પ્રત્યેકને સખ્યાતા વર્ષસહસ્ર કાયસ્થિતિ જાણુવી પચેદ્રિય તિર્યંચ તથા મનુષ્યને સાત આઠ ભવની કાયસ્થિતિ જાણુવી એ આઠે ભવેકરી કાળમાન ત્રણુ પલ્યોપમ અને સાત પૂર્વક્રોડિ ઉત્કૃષ્ટી જાણુવી દેવતા ને નારકી મરણુ પામી ફરી દેવના નારકીમા ન ઉપજે, તે માટે દેવના તથા નારકીને કાયસ્થિતિ નથી સામાન્યપણે એકેંદ્રિયનું એક હજાર યોજન ઝાઝેરૂં શરીર ઉત્કૃષ્ટુ જાણુવુ બેઇંદ્રિય શખ કોડા જળો, અળસિયાં, પૂરા આદિનુ શરીર બાર યોજન ઉત્કૃષ્ટુ જાણુવુ કીડી મકોડા માકણુ આદિ તેઇંદ્રિયનું ત્રણુ ગાઉનું શરીર જાણુવુ ભ્રમરાદિક ચૌરિદ્રિયનું ચાર ગાઉનું જાણુવુ પચેદ્રિયનું શરીર એક હજાર યોજનનુ જાણુવુ

સમૂર્છિમચતુષ્પદ ગાય પ્રમુખનું નવ ગાઉનું શરીર ઉત્કૃષ્ટુ હોય છે સમૂર્છિમભુજપરિસર્પ ગોહ નોળિયાદિકનું નવ ધનુષ્યનુ શરીર છે સમૂર્છિમઉરપરિસર્પ અજગરાદિકનું નવ યોજનનુ શરીર જાણુવુ ગર્ભજચતુષ્પ હસ્તિ પ્રમુખનુ છ કોશ શરીર છે ગર્ભજભુજપરિસર્પ ગોહ પ્રમુખનું નવ ગાઉ શરીર જાણુવુ ઉરપરિસર્પનું એક હજાર

ચોજનનું શરીર જાણવુ ગર્ભજ અને સમૂર્છિમ બન્ને જાતના મત્સ્યોનુ એક હજાર યોજન શરીર જાણવુ ગર્ભજ તથા સમૂર્છિમ એ પ્રમગના ગૃદ્ધાદિક પક્ષી તેનુ શરીર નવ ધનુષ્યનુ જાણનુ

એકેદ્રિયથી તે પચેદ્રિય પર્યંતનુ જઘન્યથી અગુલના અસખ્યાતમા ભાગે શરીર જાણવુ'

સમય સમય પ્રત્યે એકેદ્રિય જીવો અસખ્યાતા ઉપજે છે અને ચવે છે વનસ્પતિકાયના વ નસ્પતિમાહેથી આવીને અનતા ઉપજે અને ચવે, તથા પૃથ્વી આદિક પગસ્થાનકથકી વનસ્પતિમાં આવી ઉપજે તે વારે અસખ્યાતા ઉપજે

गोला य असखिज्जा, असखनिग्गोयओ हवइ गोलो,
इक्किक्कमि निगोए, अणत जीवा मुणेयव्वा.

અર્થ—સસારમાહે અસખ્યાતા ગોળા છે તે અસખ્યાતે નિગોદે એક ગોળો હોય તે એકેક નિગોદે અનતા જીવ જાણવા

એ નિગોદિયા જીવના બે ભેદ છે—એક સવ્યવહારીયા, બીજા અસવ્યવહારીયા તેમા જે અનાદિ નિગોદથકો નીકળી પૃથ્વીકાય પ્રમુખમાહે ઉપજે તેને સવ્યવહારીયો જીવ કહીએ કદાચિત્ તે જીવ વળી ફરી પાછો નિગોદમાહે જાય તોપણ તેને સવ્યવહારીયોજ કહીએ, અને જે જીવ અનાદિ નિગોદથકી નીકળ્યા નથી [ અનાદિ કાળથી સૂક્ષ્મનિગોદ તથા બાદરનિગોદમાહે રહે છે ] તેને અસવ્ય વહારીયા કહે છે તથા જેટલા જીવ મોક્ષે જાય તેટલા જીવ નિગોદ માથી નીકળી પૃથ્વીકાયાદિકને વિષે આવી ઉપજે છે એ વિશેષ છે

अथ्यि अणता जीवा, जेहिं न पत्तो तसाइपरिणामो, ,
उप्पज्जंति चयंति य, पुणोवि तथ्येव तथ्येव.

અનતા જીવ એવા છે કે જે જીવે ત્રસાદિક પર્યાય પામ્યો નથી અને જે ફરી ફરી ત્યા નિગોદના નિગોદમાહેજ ઉપજે છે, ને ચવે છે એટલે તે નિગોદમાહેજ ઉપજે છે અને નિગોદમાહેજ મરણ પામે છે ત્યાના ત્યાજ રહે છે,

જેવારે મોહનો ઉ ય તીવ્ર વિષયાભિલાષ મૈથુનપરિણામ હોય અને ઘણીજ અશાતાવેદનીએ પરાભવ્યો આર્ત્ત રૌદ્ર ચિતવે તેવારે એવા પરિણામે વા સજ્ઞાએ કરી એકેંદ્રિયપણાનુ કર્મ બધાય તેથી જીવ એકેંદ્રિય થાય

હવે તિર્યંચમા કયો જીવ જાય તે કહે છે —એકેંદ્રિય બેઇંદ્રિય, તેઇન્દ્રિય, ચૌરિંદ્રિય તથા સખ્યાતા વર્ષ આયુવાળા પચેદ્રિય તિર્યંચ અને સખ્યાતા વર્ષ આયુષ્યવાળા મનુષ્ય એટના સ્થાનકના જીવ મરણ પામીને એકેંદ્રિય, બેઇંદ્રિય તેઇંદ્રિય, ચૌરિંદ્રિય ને પચેંદ્રિય તિર્યંચ માટે ઉપજે વળી ભુવનપતિ વ્યતર, જ્યોતિષી ને સૌધર્મ, ઇશાન એ બે કલ્પવાસી દેવતા મરણ પામીને પર્યાપ્તા સખ્યાતા વર્ષ આયુવાળા ગર્ભજતિર્યંચમાંહે ઉપજે વળી પર્યાપ્તા બાદર પૃથ્વીકાય અને અપ્કાયમાહે પણ ઉપજે વળી પર્યાપ્તા પ્રત્યેક વનસ્પતિમાહે પણ ઉપજે સનત્કુમારથી માડીને સહસ્રાર સુધીના દેવતા તથા નારકી મરીને પર્યાપ્તા સખ્યાતા આયુષ્યવાળા ગર્ભજ તિર્યંચમા જાય, પણ બીજી જાતના તિર્યંચમાહે ન જાય

સખ્યાતા આયુષ્યવાળા પચેંદ્રિય તિર્યંચ મરીને એક મોક્ષ વિના

બાકીની ચારે ગતિમા જાય. એકેંદ્રિય અને વિગ્રનેંદ્રિય મરીને સખ્યાતા આયુષ્યવાળા તિર્યંચ અને મનુષ્યમાહે આવી ઉપજે પણ દેવતા, નારકી અને અખ્યાતા આયુષ્યવાળા તિર્યંચ તથા અસખ્યાતા આયુષ્યવાળા જે યુગલીયા મનુષ્ય તેમાં ન જાય. વળી વિગનેંદ્રિયમરીને મનુષ્યજાત પામો સર્વ સાવદ્યવરતરૂપ ચારિત્ર પામે પણ સીઝે નહીં અને તેઉકાય તથા વાઉકાય મરણ પામીને મનુષ્ય તો ન થાય પણ કદાચિત્ પચેંદ્રિય તિર્યંચ થાય તો સમ્યક્ત્વ પણ પામે નહીં, તો પછી વિરતિપણુ ક્યાથી પામે ? એ તેઉકાય તથા વાઉકાયના ભવનો સ્વભાવ છે, કે જે મનુષ્ય ન થાય અને સમ્યક્ત્વ પણ નહી પામે શેષ થાકતા સમૂર્છિમગભર્જતિર્યંચ તથા સમૂર્છિમગર્ભજમનુષ્ય તથા પૃથ્વી, અપ્ અને વનસ્પતિ એટલા મરણ પામીને મનુષ્ય થાય અને મનુષ્ય થઇને મરૂદેવામાતાની પેઠે તેજ ભવે ચારિત્ર પાળી મોક્ષ પણ પામે

બાદર પર્યાપ્તા, પૃથ્વીકાય અપ્કાય ને પ્રત્યેક વનસ્પતિકાયને ચાર લેશ્યા હોય છે કેમકે ભુવનપતિ, વ્યતર, જ્યોતિષી, સૌધર્મ અને ઇશાનાન સુધીના દેવતા તેજોલેસ્યાવત હોય. તે પૃથ્વી, અપ્ અને વનસ્પતિમાહે ઉપજે તે પર્યાપ્તા થયા પછી અતર્મુહૂર્ત સુધી કેટલોએક કાળ તેજોલેસ્યાવત હોય ને કારણથી કૃષ્ણ નીલ, કાપોત અને તેજો, એ ચાર લેશ્યા એમા હોય. ગર્ભજતિર્યંચ તથા ગર્ભજ મનુષ્યને છએ લેશ્યા હોય, કેમકે મનુષ્ય તથા તિર્યંચને અસ્થિર લેશ્યા હોય બાકીના તેઉકાય, વાઉકાય, સૂક્ષ્મ પૃથ્વીકાય, સૂક્ષ્મ અપ્કાય, સાધારણ અપર્યાપ્તા, બાદર પૃથ્વીકાય, અપર્યાપ્ત બાદર અપ્કાય, અપર્યાપ્ત, પ્રત્યેકવનસ્પતિકાય, બેઇંદ્રિય, તેઇંદ્રિય, ચૌરિંદ્રિય અને સંમૂર્છિમ પચેંદ્રિય તિર્યંચ તથા સમૂર્છિમ પચેંદ્રિય મનુષ્ય એટલાને કૃષ્ણ,

માંહિ ઉપજતા તેમને કેટલોએક કાળ તેજોલેશ્યાનો સદ્દભાવ હોય

પૃથ્વીકાયાદિક તિર્યંચ અને સમૂર્છિમ તથા ગર્ભજમનુષ્ય એને જે જે લેશ્યા સભવે તે તે લેશ્યાઓની સ્થિતિ અતર્મુહૂર્ત પ્રમાણ જાણવી એટને પૃથ્વીકાયમાહે જે લેશ્યા છે તે જઘન્યથી તથા ઉત્કૃષ્ટથી અતર્મુહૂર્ત સુધી રહે છે, તે વળી સત્તાએ ફરી ફરી પણ જાય છે અને બીજી લેશ્યા થાય છે અતર્મુહૂર્ત ઉપરાત લેશ્યા રહે નહીં એમ અપૂકાય પ્રમુખ તર્યંચ તથા ગર્ભજમનુષ્યને પણ જાણવી

છેહલી શુકલલેશ્યા તે મનુષ્યને ઉત્કૃષ્ટી નવ વર્ષે ઊણી એક પૂર્વ-કોડી વર્ષ સુધી રહે તે કેવી રીતે રહે છે ? તે કહે છે-ગર્ભકાળના નવ મહિના રહિત આઠ વર્ષમાહે ચારિત્ર ન હોય તે માટે કોઈક જીવ નવમે વર્ષે ચારિત્ર લેઇ કેવળજ્ઞાન પામે, તેવાર પછી નવ વર્ષે ઊણી એક પૂર્વ કોડી વર્ષ પર્યંત જીવનો રહે ત્યાસુધી કેવળીને એકજ શુકલ લેશ્યા હોય, અને બીજા મનુષ્યને શુકલ લેશ્યા અતર્મુહૂર્ત પ્રમાણ હોય છે.

દેવતા અને અસખ્યાતા આયુષ્યવાળા યુગલિયા મનુષ્ય તથા તિર્યંચ, તેમાહે સ્ત્રીવેદ અને પુરૂષવેદ એ બે વેદ હોય છે સખ્યાતા આયુષ્યના ધણી ગર્ભજમનુષ્ય તથા ગર્ભજતિર્યંચ એમાહે સ્ત્રી, પુરૂષ ને નપુસક એ ત્રણ વેદ હોય છે નારકી, એકેદ્રિય, બેઇદ્રિય, તેઇદ્રિય, ચૌરિંદ્રિય તથા સમૂર્છિમમનુષ્ય અને સમૂર્છિમતિર્યંચ એ સવ નપુસકવેદી છે જેટલે થાકતે આયુષ્યે પરભવનુ આયુષ્ય બાધે તે આયુષ્યનો બધકાળ કહીએ બીજું—આયુષ્ય બાધ્યા પછી જેટલો કાળ ગયે થકે આયુષ્ય ઉદયે આવે તેના વચમાંનો જે કાળ તેને અબાધાકાળ

કહીએ. ત્રીજુ-આયુષ ભોગવતા જે સમયે પૂર્ણ થયુ તેને અંત સમય કહીએ ચોથુ-જે આયુષ્ય ઘણા કાળે વેદવા યોગ્ય છે તે આયુષ્યને થોડા કાળમા વેદીએ એટલે સો વર્ષનું આયુષ્ય અંતર્મુહૂર્તમાહે વેદીએ તેને અપવર્તન કહે છે પાચમુ-જે આયુષ્ય જેટલે કાળે વેદવાનુ છે તે આયુષ્ય તેટલેજ કાળે વેદીએ પણ ઓછે કાળે ન વેદીએ તેને અનપવર્તન કહે છે છઠ્ઠું-જેણે કરી આયુષ્ય ઓછું કરીએ-ઉપક્રમીએ તે ઉપક્રમકારણસમૂહ તે સોપક્રમ કહીએ સાતમુ-જેને કારણ મલ્યા થકા પણ આયુષ્ય ઘટે નહીં નિરૂપક્રમ જાણવો

કોણ જીવ સોપક્રમી અને કોણ જીવ નિરૂપક્રમી તે કહે છે

उत्तमचरमसरीरा, सुरनेरइया असखनरतिरिया,
हुति निरुवक्कमाओ, दुहावि सेसा मुणेयव्वा.

અર્થ—ઉત્તમ એટલે ચોવીશ તીર્થંકર બાર ચક્રવર્તિ, નવ વાસુદેવ નવ પ્રતિવાસુદેવ અને નવ બળદેવ, એ ત્રેસઠ શલાકાપુરુષ ઉત્તમ કહીએ, તે નિરૂપક્રમી જાણવા વળી તેજ ભવે મોક્ષગામી હોય તે પણ નિરૂપક્રમી જાણવા ચાર નિકાયના દેવતા, સાતે નરકના નારકી, અસખ્યાતા આયુ વાળા યુગલિયા મનુષ્ય અને તિર્યંચ નિરૂપક્રમી જાણવા અને શેષ થાકતા જીવ સોપક્રમી અને નિરૂપક્રમી એમ બે ભેદે હોય

સાત પ્રકારે આયુષ્ય તુટે છે તે નીચે મુજબ —

૧ અધ્યવસાયે કરી એટલે સ્નેહ રાગ ભયરૂપ મનના વિકલ્પે કરી આયુષ્ય તૂટે છે જેને મન ના હોય તેને સજ્ઞાથી જાણવુ રાગે કરી કેમ એવી રીતે કે-કોઇ પરમને વિષે પાણી પાનારી સ્ત્રી તરૂણ પુરૂષને જ્વી અનુરાગે કરી જોતી થકી તેની પ્રાપ્તિ ન થઇ

છતાં મરણ પામી સ્નેહે કરી ક્ષય એવી રીતે કે-કોઇક સાર્થ-
વાહીને પરદેશથકી તેનો પતિ સાર્થવાહ આવ્યો તે વારે કોઇ
મિત્રે સ્નેહપરીક્ષાનિમિતે સાર્થવાહનું મરણ કહે અને સ્ત્રી મરણ
પામી સ્ત્રીને મરણે સાર્થવાહ પણ મરણ પામ્યો ભય
થકી શ્રીકૃષ્ણને દેખી સોમીલ મરણ પામ્યો

૨ નિમિત્તથકી આયુ ત્રુટે છે દંડ, ચાબક કોરડાદિકે કરી મરણપામે
૩ અત્યંત સરસ આહાર ઘણોજ ખાવાથકી મરણ પામે
૪ વેદના તે સદ્યઘાતી શૂળાદિકની તેથકી મરણ પામે
૫ પરાઘાત તે ખાડામા પડવાથકી મરણ પામે
૬ ફાસે એટલે સર્પ, અગ્નિ, વિષ પ્રમુખના સ્પર્શથકી મરણ પામે.
૭ આણાપાણ કરેતાં શ્વાસોશ્વાસ ઓછો વત્તો લેવાથી વા શ્વાસોશ્વાસ
રૂંધન કર્યાથકી મરણ પામે

એ સાતે કારણે સોપક્રમ આયુષ્ય ઘટે છે નિરૂપક્રમ તો કદાપિ
ઘટતુ નથી તેમજ એ ઉપક્રમ છે તે સ્કંધકાચાર્યના શિષ્ય સરખા
કેટલાએક ચરમશરીરીને સંભવે છે તથા શ્રીકૃષ્ણનુ બાહ્ય ઉપક્રમે
આયુષ્ય પૂર્ણ થયુ હતુ પરતુ અંતરંગ વિચારતા નિરૂપક્રમ એટલુંજ
આયુષ્ય હતું તે માટે સોપક્રમ નહોતું

સર્વ જીવને પર્યાપ્તિ કહેછે

आहारसरीरिंदय, पज्जत्ती आणपाण भासमणे,
चउ पच पच छप्पिय, इग विगला सन्नि सन्नीण.

અર્થ—આહાર પ્રમુખના પુદ્‌ગળગ્રહણપરિણમનહેતુ જે આત્માની
શક્તિ તેને પર્યાપ્તિ કહેછે પ્રથમ આહારપર્યાપ્તિ, બીજી શરીરપ-
ર્યાપ્તિ, ત્રીજી ઇંદ્રિયપર્યાપ્તિ. ઇંહા ગાથામા એ ત્રણની પછી વચાલે
જે પર્યાપ્તિ શબ્દ કહ્યો છે તેનુ કારણ એ છે કે, કોઇ જીવ અપ-

ર્યાપ્તો મરણ પામે તોપણ એ ત્રણ પર્યાપ્તિ પૂરી કરી મરણ પામે પણ એ ત્રણ પર્યાપ્તિ પૂરી કર્યા વિના કોઇ જીવ મરણ પામે નહી, તે માટે અહી ઇંદ્રિયપદની સાથે પર્યાપ્તિ શબ્દ જોડ્યો છે ચોથી શ્વાસો-છ્વાસપર્યાપ્તિ પાંચમી ભાષાપર્યાપ્તિ, છઠ્ઠી મન પર્યાપ્તિ એ સમસ્ત પર્યાપ્તિ ઉપજવાને પહેલે સમરે જે જીવને જેટલી પર્યાપ્તિ કરવાની છે તે જીવ તેટલી પર્યાપ્તિ સમકાળે કરવા માંડે, પછી અનુક્રમે પહેલી આહારપર્યાપ્તિ તે પછી શરીરપર્યાપ્તિ એમ સર્વ પર્યાપ્તિ યથાયોગ્યપણે કરે ત્યા આહારપર્યાપ્તિ પ્રથમ સમયેજ કરે અને બીજી સમસ્ત પર્યાપ્તિ તે પ્રત્યેક અસખ્યાત સમય પ્રમાણ અંતર્મુહૂર્તે કરે વૈક્રિયશરીર અને આહારકશરીરવાળા જીવને એક શરીર પર્યાપ્તિ અંતર્મુહૂર્તે હોય. અને બીજી સમસ્ત પર્યાપ્તિ એકેક સમયે હોય એવ સર્વ મળી અંતર્મુહૂર્ત પ્રમાણ પર્યાપ્તિકાળ જાણવો'

એકેંદ્રિયને ચાર પર્યાપ્તિ વિકલેંદ્રિયને ભાષાસહિત પાંચ પર્યાપ્તિ હોય તથા અસંજ્ઞીસંમૂર્છિમપંચેંદ્રિય તિર્યંચ તથા મનુષ્યને એક મનવિના પાંચ પર્યાપ્તિ હોય. ત્યા સંમૂર્છિમ મત્સ્ય જે સમુદ્રમાંહે આહારસંજ્ઞા જાણવી પણ મન સમજવુ નહીં કેમકે અસંજ્ઞીને પાચ પર્યાપ્તિ કહી છે સંજ્ઞીપંચેંદ્રિય ગર્ભજતિર્યંચ તથા મનુષ્ય દેવ અને નારકીને મન સહિત છ પર્યાપ્તિ જાણવી. જે પોતાને યોગ્ય પર્યાપ્તિ પૂર્ણ કર્યા વિના અપર્યાપ્તો મરણ પામે તે આઘની ત્રણ પર્યાપ્તિ પૂર્ણ કરી પરભવ-આયુનો બધ કરી અંતર્મુહૂર્ત અબાધાકાળ જીવીને મરણ પામે.

સ્પર્શ ૧ રસન ઘ્રાણ ચક્ષુ અને શ્રોતરૂપ પાચ ઇંદ્રિયો, અને મનોબળ વચનબળ કાયબળરૂપ ત્રણ બળ નવમો શ્વાસોચ્છ્વાસ અને દશમુ આયુષ્ય, એ દશ પ્રાણ છે જેને ધારણ કર્યા થકાં પ્રાણી કહીએ, અને જેનાથી વિછોડયા થકા જીવ મરણ પામ્યો એમજ કહીએ

એકેંદ્રિયને ચાર પ્રાણ, બેઇંદ્રિયને છ પ્રાણ, તેઇંદ્રિયને સાત પ્રાણ, ચારિંદ્રિયને આઠ પ્રાણ, અસન્નીસમૂર્છિમને નવ પ્રાણ, ત્યાં સમૂર્છિમપચેંદ્રિય તિર્યંચને નવ પ્રાણ, યદ્યપિ સમૂર્છિમ મનુષ્ય પણ અસન્ની માટે છે, પરંતુ પ્રાણ આશ્રી સમૂર્છિમ મનુષ્યને સાત અથવા આઠ પ્રાણ હોય અને સન્નીગર્ભજપચેંદ્રિય તિર્યંચ તથા મનુષ્ય વળી દેવતા તથા નારકીને દશ પ્રાણ પૂરા હોય છે

---

## અજીવતત્વ.

---

धम्माधम्मागासा, तियतियभेया तहेव अद्धाय,

खधा देसपएसा, परमाणु अजीवचउदसहा.

અર્થ-ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય એ ત્રણ દ્રવ્યના ખંધ, દેશ તથા પ્રદેશ, એમ ત્રણ ત્રણ ભેદ છે પ્રદેશના સમૂહને અસ્તિકાય કહે છે એ ત્રણ દ્રવ્યનો ચૌદ રાજલોક પ્રમાણ ખંધ કહેવાય છે કાળદ્રવ્યના ખંધ, દેશ, પ્રદેશ નથી એમ દશ ભેદ થયા પુદ્ગલાસ્તિકાય દ્રવ્યના ખંધ, દેશ, પ્રદેશ અને પરમાણુ, એ ચાર ભેદ ગણતા પાછે અજીવદ્રવ્યના ચૌદ ભેદ થાય છે

ધર્માસ્તિકાય—ચલનસ્વભાવ ગુણ ધર્માસ્તિકાયનો છે, જેમ મત્સ્યના સંચારનું અપેક્ષાકારણ પાણી છે તેમ જીવને તથા પુદ્ગળને ગતિપણે પરિણમતાં જે અપેક્ષાકારણ હોય તેને ધર્માસ્તિકાય કહે છે જેમ જળવિના મત્સ્યનો સંચાર થઇ શકે નહિ, તેમ ધર્માસ્તિકાય વિના જીવ અને પુદ્ગળ ચાલી શકે નહિ

અધર્માસ્તિકાય—જેમ પથીને વીસામો લેવાનેવિષે વૃક્ષાદિકની છાયા અપેક્ષા કારણ છે તેમ જીવ તથા પુદ્ગળને સ્થિતિપણે

પરિણમતા જે અપેક્ષાકારણ હોય અર્થાત્ સ્થિર રાખવાનો જે સહકારગુણ તેને અધર્માસ્તિકાય કહે છે

આકાશાસ્તિકાય—લોકાલોકવ્યાપી અખંડ રૂપ રસ, ગંધ તથા સ્પર્શ રહિત અરૂપી અનંતપ્રદેશી અને સાકર ને દૂધની પેઠે જેનો અવગાહનરૂપ ગુણ તેને આકાશાસ્તિકાય કહે છે આકાશના બે ભેદ છે. એક લોકાકાશ બીજો અલોકાકાશ પુદ્ગલ તથા જીવને આકાશાસ્તિકાય તે અવગાહનાગુણ ન આપે છે

પુદ્ગલાસ્તિકાય—ખંધ, દેશ, પ્રદેશ ને પરમાણુ એ ચાર ભેદ પુદ્ગલના છે સચિત અચિત અને મિશ્ર, એ ત્રણ પ્રકારે શબ્દ, અંધકાર, રત્ન પ્રમુખનો પ્રકાશ, ચન્દ્રમા પ્રમુખની જ્યોતિ, છાયા, સૂર્ય પ્રમુખનો આતપ, વર્ણ, ગંધ રસ સ્પર્શ લક્ષણયુક્ત પુદ્ગલ છે

કાળ દ્રવ્ય—એક ક્રોડ સડસઠ લાખ સત્યોતેર હજાર બસેં ને સોળ ઉપર એટલી આવલીએ એક મુહૂર્ત થાય છે આપણા એક ચપટી વગાડવામાં અથવા જૂનું વસ્ત્ર ફાડતી વખતે એક તંતુથી બીજે તંતુએ જાય તથા કમળના પત્રના સમુહને જુવાન પુરુષ ભાલાથી વા સોયથી વીંધે, તે જ્યારે એક એટલી વારમાં એક પાંદડાથી બીજે પાંદડે પહોંચે તેટલા વખતમાં અસંખ્યાતા સમય થઈ જાય છે એવા અસંખ્યાતા સમયને આવલી કહે છે એવી બસે ને છપ્પન આવલીએ એક ક્ષુલ્લકભવ થાય છે એ કરતાં બીજો કોઈ પણ નાનો ભવ કલ્પના થઈ શકે નહી એવા કાંઈક અધિક સત્તર ક્ષુલ્લકભવમાં એક શ્વાસોશ્વાસ પ્રાણની ઉત્પત્તિ હોય છે એવા સાત પ્રાણોત્પત્તિ કાળને એક સ્તોક કહે છે એવા સાત સ્તોકે સમયે એક લવ હોય છે એવા સત્યોતેર લવે બે ઘડીરૂપ એક મુહૂર્ત હોય

છે તે એક મુહૂર્તમા પૂર્વોક્ત આવલી હોય છે ત્રીશ મુહૂર્તે એક અહોરાત્રિરૂપ દિવસ થાય છે પદર અહોરાત્રિએ પખવાડિયુ થાય છે બે પખવાડિયે એક માસ થાય છે બાર માસે એક વર્ષ થાય છે તેમજ અસખ્યાતા વર્ષે એક પલ્યોપમ થાય છે દશ કોડાકોડી પલ્યોપમે એક સાગરોપમ થાય છે તેવા દશ કોડાકોડી સાગરોપમે એક ઉત્સર્પિણી અને બીજા દશ કોડાકોડી સાગરોપમે એક અવસર્પિણી કાળ થાય છે એ બે મળીને વીશ કોડાકોડી સાગરોપમે એક કાળ ચક્ર થાય છે એવા અનતા કાળચક્રે એક પુદ્‌ગળપરાવર્ત્તન થાય છે એ સર્વ મનુષ્યલોકમા વ્યવહારથી કાળ જાણવો

બે માસે એક ઋતુ થાય છે ત્રણ ઋતુએ એક અયન બે અયને એક વર્ષ, પાચ વર્ષે એક યુગ ચોરાશી લાખ વર્ષે એક પૂર્વાગ, તે એક પૂર્વાગને ચોરાશી લાખે ગુણતાં એક પૂર્વ થાય છે ઇત્યાદિ કાળના અનેક ભેદ છે

## ષડ્‌દ્રવ્યનુ કઇક વિશેષ સ્વરૂપ.

છ દ્રવ્યનો ઘણો વિસ્તાર જોવા હોય તો ષડ્‌દ્રવ્યવિચાર નામનો ગ્રથ વાચવો તેમાં વિસ્તારથી અધિકાર લખ્યો છે

ધર્માસ્તિકાય અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, પુદ્‌ગળાસ્તિકાય, કાળ અને જીવ, એ છ દ્રવ્ય છે

**परिणामीजीवमूत्ता, सपएसाएगखित्तक्रिरिया य.**

**णिच कारणकत्ता, सव्वगयइयरअप्पवेसे.**

ભાવાર્થ —છ દ્રવ્યમા જીવ અને પુદ્‌ગળ એ બે દ્રવ્ય પરિણામી છે બાકીના ચાર દ્રવ્ય અપરિણામી છે ઇહા પરિણામીનો ભાવ જાણવો, પરતુ સ્વભાવે પરિણામી તો છએ દ્રવ્ય છે છએ દ્રવ્યમા એક જીવદ્રવ્ય જીવ છે બાકી પાચ દ્રવ્ય અજીવ છે છ દ્રવ્યમા

એક પુદ્ગળદ્રવ્ય મૂર્તિમત રૂપી છે બાકીના પાચ દ્રવ્ય અમૂર્તિમત અરૂપી છે ૭ દ્રવ્યમા પાચ દ્રવ્ય સપ્રદેશી છે એક કાળદ્રવ્ય અપ્રદેશી છે ૭ દ્રવ્યમા ધર્મ, અધર્મ અને આકાશ એ ત્રણ દ્રવ્ય એક છે બાકી ત્રણ દ્રવ્ય અનેક છે ૭ દ્રવ્યમાં એક આકાશ ક્ષેત્ર છે બીજા પાચ દ્રવ્ય ક્ષેત્રી છે ૭ દ્રવ્યમાં જીવ અને પુદ્ગળ, એ બે દ્રવ્ય સક્રિય છે બાકીના ચાર અક્રિય છે ૭ દ્રવ્યમા ધર્મ, અધર્મ આકાશ અને કાળ એ ચાર દ્રવ્ય નિત્ય છે, બે અનિત્ય છે યદ્યપિ ઉત્પાદ વ્યય અને ધ્રુવપણે સર્વ પદાર્થ નિત્યાનિત્યપણે પરિણમે છે તથાપિ ધર્માદિક ચાર દ્રવ્ય સદા અવસ્થિત છે માટે નિત્ય કહ્યા ૭ દ્રવ્યમા ધર્માદિક પાચ દ્રવ્ય કારણ છે એક જીવદ્રવ્ય અકારણ રૂપ છે ૭ દ્રવ્યમા એક જીવદ્રવ્ય કર્તા છે બીજા પાંચ અકર્તા છે ૭ દ્રવ્યમા એક આકાશ સર્વગત છે બીજા પાચ દ્રવ્ય માત્ર લોક વ્યાપી છે, માટે અસર્વગત જાણવા. યદ્યપિ ૭ દ્રવ્ય ક્ષીરનીર પેરે પરસ્પર અવગાઢ છે તથાપિ પ્રવેશરહિત છે, એટલે કોઈપણ દ્રવ્ય અન્ય દ્રવ્યમા તદ્રૂપપણે થતુ નથી માટે પ્રવેશરહિત છે આનું વિશષ સ્વરૂપ વિશેષાવશ્યકાદિક ગ્રંથોથકી જાણવુ

## પુણ્યતત્ત્વ

**નવ પ્રકારે પુણ્ય બધાય છે તે બતાવે છે—**

સાધુ સાધ્વી પ્રમુખને

૧ અન્ન દેવાથી પુણ્યબધ થાય છે

૨ પાણી દીધાથી પુણ્યબધ થાય છે

૩ રહેવાને સ્થાન આપવાથી પુણ્ય થાય છે
૪ પાટ સુવા સારૂ દીધાથી પુણ્ય થાય છે
૫ પહેરવા તથા ઓઢવાને વસ્ત્ર દીધાથી પુણ્યબંધ થાય છે
૬ મનેકરી તે સબંધી શુભ સંકલ્પ કર્યાથકી પુણ્યોપાર્જન થાય છે
૭ વચને કરી સ્તુત્યાદિક કર્યાથી પુણ્યબંધ થાય છે
૮ કાયાએ કરી સેવા કર્યાથી પુણ્યબંધ થાય છે
૯ હાથથકી નમસ્કારઆદિ કરવાથી પુણ્ય બંધાય છે
પરમેશ્વરની પૂજા, સંઘ કાઢવા, નવકારશીઓ કરવી, જીવોને ભરતા અચાવવા, ઇત્યાદિથી પણ શુભ અધ્યવસાયે પુણ્યબંધ થાય છે

તે પુણ્યને બેતાલીશ પ્રકારે જીવ ભોગવે છે તે કહે છે—

सा उच्चगोअ मणुदुग, सुरदुग पंचेंदिजाइपणदेहा;
आइतितणुणुवगा, आइमसघयणसंठाणा.

૧ જેના ઉદયે જીવ સુખનો અનુભવ કરવા શાતાને પામે તેને શાતાવેદનીય કહે છે
૨ જેના ઉદયે જીવ ઉચ્ચ કુળમાં જન્મીને પૂજાય, માન પામે, તેને ઉચ્ચગોત્ર કહે છે
૩-૪ જેના ઉદયે મનુષ્યની ગતિ તથા મનુષ્યની આનુપૂર્વીની પ્રાપ્તિ થાય છે તેને મનુષ્યદ્વિક કહે છે
૫-૬ જેના ઉદયે દેવની ગતિ તથા દેવની આનુપૂર્વીને પમાય છે તેને સુરદ્વિકરૂપ નામકર્મ કહે છે
૭ જેના ઉદયે પંચેદ્રિયપણું પ્રાપ્ત થાય છે તેને પંચેદ્રિયજાતિ નામકર્મ કહે છે
૮ થી ૧૨ પણદેહા—જેના ઉદયે પાંચ શરીરની પ્રાપ્તિ થાય છે

એક પુદ્‌ગળદ્રવ્ય મૂર્તિમત રૂપી છે બાકીના પાચ દ્રવ્ય અમૂર્તિમત અરૂપી છે ७ દ્રવ્યમા પાચ દ્રવ્ય સપ્રદેશી છે એક કાળદ્રવ્ય અપ્રદેશી છે ७ દ્રવ્યમા ધર્મ, અધર્મ અને આકાશ એ ત્રણ દ્રવ્ય એક છે બાકી ત્રણ દ્રવ્ય અનેક છે ७ દ્રવ્યમા એક આકાશ ક્ષેત્ર છે બીજા પાચ દ્રવ્ય ક્ષેત્રી છે ७ દ્રવ્યમા જીવ અને પુદ્‌ગળ, એ બે દ્રવ્ય સક્રિય છે બાકીના ચાર અક્રિય છે ७ દ્રવ્યમા ધર્મ, અધર્મ, આકાશ અને કાળ એ ચાર દ્રવ્ય નિત્ય છે, બે અનિત્ય છે યદ્યપિ ઉત્પાદ વ્યય અને ધ્રુવપણે સર્વ પદાર્થ નિત્યાનિત્યપણે પરિણમે છે તથાપિ ધર્માદિક ચાર દ્રવ્ય સદા અવસ્થિત છે માટે નિત્ય કહ્યા ७ દ્રવ્યમા ધર્માદિક પાચ દ્રવ્ય કારણ છે એક જીવદ્રવ્ય અકારણ રૂપ છે ७ દ્રવ્યમા એક જીવદ્રવ્ય કર્તા છે બીજા પાચ અકર્તા છે ७ દ્રવ્યમા એક આકાશ સર્વગત છે બીજા પાચ દ્રવ્ય માત્ર લોકવ્યાપી છે, માટે અસર્વગત જાણવા યદ્યપિ ७ દ્રવ્ય ક્ષીરનીર પેરે પરસ્પર અવગાઢ છે તથાપિ પ્રવેશરહિત છે, એટલે કોઈપણ દ્રવ્ય અન્ય દ્રવ્યમા તદ્રૂપપણે થતુ નથી માટે પ્રવેશરહિત છે આનું વિશદ સ્વરૂપ વિશેષાવશ્યકાદિક ગ્રંથોથકી જાણવુ

## પુણ્યતત્ત્વ

**નવ પ્રકારે પુણ્ય બંધાય છે તે બતાવે છે—**

સાધુ સાધ્વી પ્રમુખને

૧ અન્ન દેવાથી પુણ્યબંધ થાય છે

૨ પાણી દેવાથી પુણ્યબંધ થાય છે

૧૭ જેના ઉદયથી પોતે પર્યંકાસન કરી બેઠા છતા સમચતુરસ્ર ચારે બાજુ સરખી આકૃતિ થાય અને પોતાના અગુલપ્રમાણવડે એકસો ને આઠ અગુલ પ્રમાણ શરીર ભરાય તેને ઉત્તમ પુરૂષ કહે છે એની પ્રાપ્તિ થાય છે તેને ૭ સસ્થાનમાંનું પહેલું સમચતુરસ્ર સસ્થાન કહે છે

૧૮ થી ૨૧ જેના ઉદયથી (૧૮) શ્વેત, રક્ત, પીતરૂપ શુભ વર્ણ. (૧૯) એક સુરભિરૂપ શુભ ગધ. (૨૦) અમ્લ, મધુર અને કષાયેલ રૂપ શુભ રસ (૨૧) લઘુ, મૃદુ ઉષ્ણ અને સ્નિગ્ધ રૂપ શુભ સ્પર્શ એ ચાર પદાર્થ પુણ્યપ્રકૃતિને અર્થે પ્રશસ્ત જાણવા. એ વર્ણચતુષ્ક જાણવુ

૨૨ જેના ઉદયથી મધ્યમ વજનદાર શરીરની પ્રાપ્તિ થાય છે, એટલે જે શરીર લોહની પેઠે અતિ ભારે પણ નહીં અને આકડાના તૂલની પેઠે અતિ હલકો પણ નહીં, કિંતુ મધ્યમપરિણામી હોય તેને અગુરૂલઘુ નામકર્મ કહે છે

૨૩ જેના ઉદયથી બીજા બળવાનને અતિ દુ સહનીય છતા પોતે ગમે તેવા બળિયાને જીતવા સમર્થ થાય છે તેને પરાઘાત નામકર્મ કહે છે

૨૪ જેના ઉદયથી સુખપૂર્વક શ્વાસોચ્છ્વાસ લેઇ શકાય છે, પણ હરકત આવે નહી તેને શ્વાસોચ્છ્વાસ નામકર્મ કહે છે

૨૫ જેના ઉદયથી સૂર્યના બિબની પેઠે પરને તાપ ઉત્પન્ન કરવાના હેતુરૂપ તેજોયુક્ત શરીરની પ્રાપ્તિ થાય છે તેને આતપ નામકર્મ છે.

૨૬ જેના ઉદયથી ચદ્રબિબની પેઠે શીતળતાને ઉત્પન્ન કરવાના

તે કહે છે ૮ જેથી ઔદારિકશરીર યોગ્ય પુદ્ગળ ગ્રહણ કરીને તથા તેને શરીરપણે પરિણમાવીને જીવ પોતાના પ્રદેશની સાથે મેળવે તેને ઔદારિક નામકર્મ કહે છે ૯ વૈક્રિયશરીરના બે ભેદ છે એક ઔપપાતિક તે દેવતા તથા નારકીને હોય છે બીજો લબ્ધિપ્રત્યયીયો તે તિર્યંચ તથા મનુષ્ય લબ્ધિવતને હોય છે ૧૦ આહારકશરીર તે ચૌદ પૂર્વધર મુનિરાજ તીર્થંકરની ઋદ્ધિ પ્રમુખ જોવાને અર્થે એક હાથ પ્રમાણ દેહ ધારણ કરે છે ૧૧ તૈજસશરીર તે આહારનું પચન કરનાર છે તથા તેજોલેશ્યાનુ કારણીભૂત છે

૧૨ કાર્મણશરીર તે કર્મના દળિયા આત્માની સાથે મળ્યા છે તેજ જાણવુ એ પચ શરીરરૂપ નામકર્મ કહીએ

૧૩ થી ૧૫ જેના ઉદયથી ઉપર કહેના પાચ શરીરમાના આદિનાં ત્રણ ઔદારિક વૈક્રિય તથા આહારક એ ત્રણ શરીરના અગોપાંગ પામીએ તે ઉપગા એટલે અગ, ઉપાંગ તથા અગોપાગ રૂપ નામકર્મ કહીએ બે બાહુ, બે ઉરૂ, એક પૃષ્ઠિકા, એક મસ્તક, એક ઉદર તથા એક હૃદય, એ આઠ અગ છે, અગુલિ પ્રમુખ ઉપાગ છે તથા રેખાદિક અગોપાગ છે ૧૩ ઔદારિક અગોપાગ ૧૪ વૈક્રિય અંગોપાગ ૧૫ આહારક અગોપાગ જાણવા કાર્મણ તથા તૈજસ શરીરને અગોપાંગ નથી.

૧૬ જેના ઉદયથી ૭ સઘયણમાનુ આદ્યમસઘયણ કહેતા પહેલું વજ્રઋષભનારાચ નામનુ સઘયણ પ્રાપ્ત થાય છે તિહા વજ્ર એટલે ખીલી ઋષભ એટલે પાટો તથા નારાચ એટલે બે પાસા મર્કટબધ તે ઉપર પાટો તે ઉપરે ખીલી એવો હાડનો સમુદાય હોય તેને વજ્રઋષભનારાચ સઘયણ કહે છે

૧૭ જેના ઉદયથી પોતે પર્યંકાસન કરી બેઠા છતાં સમચતુરસ્ર ચારે બાજુ સરખી આકૃતિ થાય અને પોતાના અગુલપ્રમાણવડે એકસો ને આઠ અગુલ પ્રમાણ શરીર ભરાય તે ઉત્તમ પુરૂષ કહે છે એની પ્રાપ્તિ થાય છે તેને છ સસ્થાનમાંનુ પહેલું સમચતુરસ્ર સસ્થાન કહે છે

૧૮ થી ૨૧ જેના ઉદયથી (૧૮) શ્વેત, રક્ત, પીતરૂપ શુભ વર્ણ. (૧૯) એક સુરભિરૂપ શુભ ગધ (૨૦) અમ્લ, મધુર અને કષાયેલ રૂપ શુભ રસ (૨૧) લઘુ, મૃદુ ઉષ્ણ અને સ્નિગ્ધરૂપ શુભ સ્પર્શ એ ચાર પદાર્થ પુણ્યપ્રકૃતિને અર્થે પ્રશસ્ત જાણવા એ વર્ણચતુષ્ક જાણવુ

૨૨ જેના ઉદયથી મધ્યમ વજનદાર શરીરની પ્રાપ્તિ થાય છે, એટલે જે શરીર લોહની પેઠે અતિ ભારે પણ નહીં, અને આકડાના તૂલની પેઠે અતિ હલકો પણ નહીં, કિંતુ મધ્યમપરિણામી હોય તેને અગુરુલઘુ નામકર્મ કહે છે

૨૩ જેના ઉદયથી બીજા બળવાનને અતિ દુ સહનીય છતા પોતે ગમે તેવા બળિયાને જીતવા સમર્થ થાય છે તેને પરાઘાત નામકર્મ કહે છે

૨૪ જેના ઉદયથી સુખપૂર્વક શ્વાસોશ્વાસ લેઇ શકાય છે, પણ હરકત આવે નહી તેને શ્વાસોચ્છ્વાસ નામકર્મ કહે છે

૨૫ જેના ઉદયથી સૂર્યના બિબની પેઠે પરને તાપ ઉત્પન્ન કરવાના હેતુરૂપ તેજોયુક્ત શરીરની પ્રાપ્તિ થાય છે તેને આતપ નામકર્મ છે

૨૬ જેના ઉદયથી ચદ્રબિબની પેઠે શીતળતાને ઉત્પન્ન કરવાના

હેતુભૂત તેજોયુક્ત શરીર તેની પ્રાપ્તિ થાય છે તેને ઉદ્યોત નામકર્મ કહે છે

૨૭ જેના ઉદયથી વૃષભ તથા હંસની પેઠે સારી ચાલવાની શક્તિ પમાય છે તેને શુભવિહાયોગતિ નામકર્મ કહે છે

૨૮ જેના ઉદયથી પોતાના અંગના સર્વ અવયવો યોગ્ય સ્થળતે વિષે ગોઠવવાની શક્તિ સુતધારની પેઠે પ્રાપ્ત થાય છે તેને નિર્માણ નામકર્મ કહે છે

ત્રસદશક

૨૯ જેના ઉદયથી જીવને બેઈંદ્રિયના શરીરની પ્રાપ્તિ થાય છે અર્થાત્ એકેન્દ્રિયનું શરીર પામે નહી તેને ત્રસ નામકર્મ કહે છે

૩૦ જેના ઉદયથી બાદરશરીરની પ્રાપ્તિ થાય છે તેને બાદર નામકર્મ કહે છે

૩૧ જેના ઉદયથી પોતપોતાની પર્યાપ્તિ પૂરી કરે તે પર્યાપ્તિ બે પ્રકારે છે એક લબ્ધિ બીજી કરણ તેને પર્યાપ્તિ નામકર્મ કહે છે

૩૨ જેના ઉદયથી ઔદારિક અથવા વૈક્રિય પ્રમુખ ભિન્ન ભિન્ન શરીરની પ્રાપ્તિ થાય પણ ઘણા જીવો વચ્ચે એક શરીર ન પામે તેને પ્રત્યેક નામકર્મ કહે છે

૩૩ જેના ઉદયથી શરીરના દંતાદિક અવયવો સ્થિર થાય તેને સ્થિર નામકર્મ કહે છે

૩૪ જેના ઉદયથી શરીરના સર્વ અવયવ સારા હોય અથવા નાભિના ઉપરતું શરીર સારૂં હોય તેને શુભ નામકર્મ કહે છે

૩૫ જેના ઉદયથી સર્વ લોકને પ્રિય થાય તેને સૌભાગ્ય નામકર્મ કહે છે

૩૬ જેના ઉદયથી વાણીમા કોકિલાની પેઠે મીઠાશ હોય તેને સુસ્વર નામકર્મ કહે છે

૩૭ જેના ઉદયથકી લોકમા માનનીય વચન થાય તેને આદેય નામકર્મ કહે છે

૩૮ જેના ઉદયથી લોકમા યશ કીર્તિ ગવાય તેને યશોનામકર્મ કહે છે

૩૯ જેના ઉદયથી દેવતાના આયુષ્યની પ્રાપ્તિ થાય છે તેને સુરાયુષ્ય રૂપ કહીએ

૪૦ જેના ઉદયથી મનુષ્યના આયુષ્યની પ્રાપ્તિ થાય છે તેને નરાયુષ રૂપ કહીએ

૪૧ જેના ઉદયથી તિર્યંચના આયુષ્યની પ્રાપ્તિ થાય છે તેને તિર્યંચાયુષ્ય રૂપ કહીએ.

૪૨ જેના ઉદયથી ત્રિભુવનનેવિષે પૂજ્યપણુ પ્રાપ્ત થાય છે તેને તીર્થંકર નામકર્મ કહે છે

---

## પાપતત્ત્વ.

પ્રાણાતિપાત, મૃષાવાદ, અદત્તાદાન, મૈથુન, પરિગ્રહ, ક્રોધ માન, માયા, લોભ, રાગ, દ્વેષ, કલહ, અભ્યાખ્યાન, પૈશુન્ય, રતિ, અરતિ, પરપરિવાદ, માયામૃષાવાદ, મિથ્યાત્વશલ્ય, એ અઢાર પ્રકારે પાપ બધાય છે અને બ્યાશી પ્રકારે ભોગવાય છે તે બ્યાશી પ્રમાણ કહે છે —

૧ જેના ઉદયથી મતિજ્ઞાનનું આચ્છાદન થાય છે તેને મતિજ્ઞાનાવરણીય પાપકર્મ કહે છે

૨ જેના ઉદયથી શ્રુતજ્ઞાનનું આચ્છાદન થાય છે તેને શ્રુતજ્ઞાનાવરણીય પાપકર્મ કહે છે

૩ જેના ઉદયથી અવધિજ્ઞાનનું આચ્છાદન થાય છે તેને અવધિ જ્ઞાનાવરણીય કહે છે

૪ જેના ઉદયથી મન પર્યવજ્ઞાનનું આચ્છાદન થાય છે તેને મન પર્યવજ્ઞાનાવરણીય કહે છે

૫ જેના ઉદયથી કેવળજ્ઞાનનું આચ્છાદન થાય છે તેને કેવળજ્ઞાનાવરણીય કર્મ કહે છે

૬ જેના ઉદયથી પોતાના ઘરમા દેવા યોગ્ય વસ્તુ છતા તથા દાનનુ ફળ જાણતા છતા પણ આપી શકાય નહી તેને દાનાંતરાય પાપકર્મ કહે છે

૭ જેના ઉદયથી દાતાર છતા, દાતારના ઘરમા વસ્તુ છતા પણ જે યાચિત વસ્તુની પ્રાપ્તિ ન થાય તેને લાભાંતરાય કર્મ કહે છે

૮-૯ જેના ઉદયથી પોતે યુવાન છતા સુરૂપ છતા તથા ભોગોપભોગ વસ્તુની પ્રાપ્તિ થઇ છતા પણ તે ભોગવાઇ ન શકાય તેને ભોગાંતરાય તથા ઉપભોગાંતરાય કર્મ કહે છે આહારાદિ પદાર્થ જે એક વાર ભોગવાયછે તેને ભોગ કહે છે વસ્ત્રાદિ પદાર્થ જે વારવાર ભોગવાય છે તેને ઉપભોગ કહે છે

૧૦ જેના ઉદયથી પોતે યુવાન રોગરહિત તથા બળવાન છતા પણ પોતાની શક્તિ ફોરવી શકાય નહી તેને વીર્યાંતરાય પાપ કર્મ કહે છે

૧૧ જેના ઉદયથી ચક્ષુદર્શનનુ આચ્છાદન થાય છે તેને ચક્ષુદર્શ-
નાવરણીય કહે છે

૧૨ જેના ઉદયથી અચક્ષુદર્શનનુ ચક્ષુવિનાની બાકીની ઇન્દ્રિયોનું
આચ્છાદન થાય છે તેને અચક્ષુદર્શનાવરણીય પાપકર્મ કહે છે

૧૩ જેના ઉદયથી અવધિદર્શનનુ આચ્છાદન થાય છે તેને અવધિ
દર્શનાવરણીય પાપકર્મ કહે છે

૧૪ જેના ઉદયથી કેવળદર્શનનુ આચ્છાદન થાય છે તેને કેવળદર્શ
નાવરણીય પાપકર્મ કહે છે

૧૫ જેના ઉદયથી નિદ્રાવસ્થા થઇ ગયા પછી સુખપૂર્વક જાગૃત
અવસ્થાની પ્રાપ્તિ થાય છે તેને નિદ્રા રૂપ પાપકર્મ કહે છે.

૧૬ જેના ઉદયથી નિદ્રાવસ્થા થઈ ગયા પછી દુ ખપૂર્વક જાગૃત
અવસ્થાની પ્રાપ્તિ થાય છે તેને નિદ્રાનિદ્રા રૂપ પાપકર્મ કહે છે

૧૭ જેના ઉદયથી બેસતા ઉઠતા નિદ્રા આ યા કરે તેને પ્રચલા રૂપ
પાપકર્મ કહે છે

૧૮ જેના ઉદયથી હરતા ફરતા પણ નિદ્રા આવે તેને પ્રચલાપ્રચ
લા રૂપ પાપકર્મ કહે છે

૧૯ જેના ઉદયથી દિવસનુ ચિંતવેલુ કાર્ય રાત્રિતેવિષે નિદ્રા સમે
જાગૃતની પેઠે થાય છે તેને થીણદ્ધિ રૂપ પાપકર્મ કહે છે
થીણદ્ધિનિદ્રાના સમયે પ્રાણી વાસુદેવના અર્ધબળયુક્ત હોય
છે, અને તે જીવ નરકગામી જાણવો

૨૦ જેના ઉદયથી પોતે રૂપવાન છતા તથા ધનવાન્ છતા નીચકુ-
ળતેવિષે ઉત્પન્ન થાય છે તેને નીચગોત્ર રૂપ પાપકર્મ કહે છે

૨૧ જેના ઉદયથી દુ ખનો અનુભવ થાય છે તેને અશાતાવેદનીય
પાપર્મ કહે છે

૨૨ જેના ઉદયથી વીતરાગવચનની શ્રદ્ધા ન થાય તેને મિથ્યા મોહનીય પાપકર્મ કહે છે

સ્થાવરદશક

૨૩ જેના ઉદયથી સ્થાવરપણુ પ્રાપ્ત થાય છે તેને સ્થાવર નામ કર્મ કહે છે

૨૪ જેના ઉદયથી સૂક્ષ્મપણાની પ્રાપ્તિ થાય છે તેને સૂક્ષ્મ નામ કર્મ કહે છે

૨૫ જેના ઉદયથી સ્વયોગ્ય પર્યાપ્તિ પૂરી કર્યા વિનાજ મરણ પામે તેને અપર્યાપ્ત નામકર્મ કહે છે

૨૬ જેના ઉદયથી અનંત જીવ વચ્ચે એક ઔદારિક શરીર પ્રાપ્તિ થાય છે એવી જે નિગોદાવસ્થા તેને સાધારણ નામ કર્મ કહે છે

૨૭ જેના ઉદયથી શરીરમા દંતાદિક અવયવ અસ્થિર (હાલતા) હોય તેને અસ્થિર નામકર્મ કહે છે

૨૮ જેના ઉદયથી નાભિની નીચેના અંગોનો ભાગ સારો ના હોય, પાદાદિકો સ્પર્શે ભાગનો રોષ કરે તેને અશુભ નામકર્મ કહે છે

૨૯ જેના ઉદયથી સર્વ લોકને અળખામણો લાગે તેને દૌર્ભાગ્ય નામકર્મ કહે છે

૩૦ જેના ઉદયથી કાગડાના સ્વરની પેઠે ખરાબ સ્વરની પ્રાપ્તિ થાય છે તેને દુસ્વર નામકર્મ કહે છે

૩૧ જેના ઉદયથી લોકમા બોલ્યુ લોકમા માન્ય કરાય નહી તેને અનાદેય નામકર્મ કહે છે

૩૨ જેના ઉદયથી લોકમાં અપકીર્તિ થાય પણ કોઇ ખરા ઓળે નહી તેને દશમુ અપયશ નામકર્મ કહે છે.

૩૩-૩૪-૩૫ જેના ઉદયથી નરકની ગતિ, નરકની આનુપૂર્વી તથા નરકનુ આયુષ્ય પ્રાપ્ત થાય છે તેને નરકત્રિક પાપકર્મ કહે છે

૩૫ થી ૬૦-પચીસ કષાયરૂપ પાપકર્મના પચીસ પ્રકાર છે તેમા સામાન્યથી તો એક સોળ કષાય અને બીજા નવ નોકષાય એ બે પ્રકાર છે તે નીચે મુજબ—

૪ જેનાથી અનત સસાર બધાય છે તેને અનતાનુબંધી પાપકર્મ કહે છે એના ક્રોધ માન, માયા અને લોભ એ ચાર ભેદ છે એ યાવત્જીવ લગે કાયમ રહે છે, સમ્યક્ત્વ આવવા દેતો નથી, અને નરકમા લેઈ જાય છે એ ક્રોધ પર્વતની રેખા જેવો છે અને માન પાષાણના થભ જેવુ છે, માયા વશના મૂળ જેવી છે અને લોભ કૃમિના રગ જેવો છે

૪ અપ્રત્યાખ્યાની ક્રોધ, માન, માયા અને લોભ જેનાથી પ્રાપ્ત થાય છે તેને અપ્રત્યાખ્યાનીય પાપકર્મ કહે છે એ એક વર્ષ સુધી રહે છે દેશવિરતિપણુ આવવા દેતુ નથી અને તિર્યંચગતિની પ્રાપ્તિ કરાવે છે અપ્રત્યાખ્યાની ક્રોધ સુકેલા તળાવની રેખા (ફાડ) જેવો છે, માન હાડકાના થભ જેવો છે, માયા મેંઢાના શીંગડા જેવી છે તથા લોભ કર્દમના રગ જેવો છે

૪ જેના ઉદયથી સર્વવિરતિરૂપ પ્રત્યાખ્યાનનુ આચ્છાદન થાય છે તેને પ્રત્યાખ્યાનીય પાપકર્મ કહે છે એના ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર ભેદ છે એની સ્થિતિ ચાર માસની છે એ સર્વવિરતિરૂપ ચારિત્રનો ઘાત કરે છે ને અને મનુષ્યની

૭૮ થી ૮૨ જેના ઉદયથી છ સસ્થાનમાંના પહેના સસ્થાનવિના બીજા પાચ સસ્થાનની પ્રાપ્તિ થાય છે તેને અપ્રથમસસ્થાન રૂપ પાપકર્મ કહે છે વડવ્રક્ષની પેઠે નાભિની ઉપર સુલક્ષણયુક્ત હોય તથા નાભિની નીચે નિર્લક્ષણ યુક્ત હોય તેને ન્યગ્રોધ પરિમડલ સસ્થાન કહે છે નાભિની નીચેનુ અગ સારૂ અને ઉપરનુ ખોટુ તેને સાદિ સસ્થાન કહે છે ઉદર પ્રમુખ લક્ષણે કરી સહિત હોય અને હાથ, માથુ કટિ પગ, પ્રમાણરહિત હોય તેને વામન સસ્થાન કહે છે હાથ, પગ માથુ, કટિ પ્રમુખ પ્રમાણોપેત હોય અને ઉદર પ્રમુખ હીન હોય તેને કુબ્જ સસ્થાન કહે છે સર્વ અવયવ અશુભ હોય તેને હુડક સસ્થાન કહે છે

એ રીતે પાપના બ્યાશી પ્રકાર છે

---

## ૬ આસ્રવતત્ત્વ

જેણે કરી આત્માને વિષે કર્મનુ આવવુ થાય છે તેને આસ્રવ કહે છે આસ્રવના બેતાળીશ ભેદ છે

૫ પાચ ઈંદ્રિય, ૪ કષાય ૫ પ્રાણાતિપાત, મૃષાવાદ, અદત્તા દાન મૈથુન, પરિગ્રહ એ પાચ અવ્રત તથા ૩ મન, વચન, અને કાય યોગ એ ત્રણ યોગ ૨૫ ક્રિયાઓ એ બેતાળીશ ભેદ આસ્રવના જાણવા તેમા પચીશ ક્રિયાઓ કહે છે

૧ કાયાએ કરી જે ક્રિયા થાય છે તેને કાયિકી ક્રિયા કહે છે
૨ ખડ્ગાદિક અધિકરણે કરી જે જીવોનુ હનન થાય છે તે બીજી અધિકરણ ક્રિયા કહે છે

૩ જીવ તથા અજીવ ઉપર દ્વેષ કરવો તેને પ્રાદ્વેષિકી ક્રિયા કહે છે

૪ જે ક્રિયાએ કરી પોતાને તથા પરને પરિતાપ ઉપજાવવો તેને પારિતાપનિકી ક્રિયા કહે છે

૫ પ્રાણિયોને વિનાશ કરવાની જે ક્રિયા તેને પ્રાણાતિપાતિકી ક્રિયા કહે છે

૬ પૃથ્વ્યાદિક છ કાયને ઉપઘાત કરવાનુ જે ક્રિયામા લક્ષણ હોય તેને આરંભિકી ક્રિયા કહે છે

૭ ધનધાન્યાદિક નવવિધ પરિગ્રહ મેળવતા તથા તેની ઉપર મોહ કરતા જે ક્રિયા લાગે તેને પારિગ્રહિકી ક્રિયા કહે છે.

૮ કપટ કરી બીજાને ઠગવું તેને માયાપ્રત્યયિકી ક્રિયા કહે છે

૯ જિનવચન અશુદ્ધ હતા થકા ને વિપરીત પ્રરૂપણા કરતાં જે ક્રિયા લાગે તેને મિથ્યાદર્શનપ્રત્યયિકી ક્રિયા કહે છે

૧૦ અવિરતિએ કરી પચ્ચખ્ખાણ કીધા વિના જે સર્વ વસ્તુની ક્રિયા લાગે છે તેને અપ્રત્યાખ્યાનિકી ક્રિયા કહે છે

૧૧ રાગાદિક કલુષિત ચિત્તે કરી જીવ તથા અજીવને દેખવુ તેને દૃષ્ટિકી ક્રિયા કહે છે

૧૨ રાગ દ્વેષ અને મોહસયુક્ત ચિત્તે કરીને સ્ત્રી પ્રમુખના શરીરે સ્પર્શ કરવો તેને સ્પૃષ્ટિકી ક્રિયા કહે છે

૧૩ પૂર્વે અગીઆર કરેલા પાપના ઉપાદાન કારણરૂપ જે અધિકરણ તેની અપેક્ષાએ જે ક્રિયા ઉત્પન્ન થાય તેને પ્રાતિત્યપ્રત્યયિકી ક્રિયા કહે છે

૧૪ પોતાના અશ્વ પ્રમુખને જોવામાટે આવેલા લોકોને પ્રશસા કરતા જોઇને જે હર્ષ કરવો અથવા દૂધ, દધિ, ઘૃત, તેલ પ્રમુ

ત્રણ ગુપ્તિ

૧ મનનુ ગોપન કરવુ ( વશ રાખવુ ) તેને મનોગુપ્તિ કહે છે
૨ વચનનુ ગોપન કરવુ તેને વચનગુપ્તિ કહે છે
૩ કાયાનુ ગોપન કરવુ તેને કાયગુપ્તિ કહે છે

બાવીસ પરિસહ.

કર્મની નિર્જરા કરવાને અર્થે દુખોને સમસ્ત પ્રકારે સહન કરવા તે પરિસહ કહે છે

૧ ક્ષુધાપરિસહ—ક્ષુધા એટલે ભૂખ, તેથકી થનારી જે વેદના તેને સહન કરવી તેને ક્ષુધાપરિસહ કહે છે એ વેદના બીજી સમસ્ત વેદનાઓથી અધિક છે **યત ખુહાસમા વેયણા નત્થિ.** ભવાર્થ-ક્ષુધા સમાન વેદના કોઇ નથી. ગમે તેટલી ભુખ લાગે તોપણુ સાધુ અનેષણીય આહાર વગેરે નહી ક્ષુધા સહન કરવી અત્યત દુર્લભ છે માટે સર્વ પરિસહોમાં પ્રથમ ગણ્યો છે

૨ પિપાસાપરિસહ—પાણી પીવાની ઇચ્છાને સહન કરવી તેને પિપાસાપરિસહ કહે છે તૃષા લાગે છતે પણ ચકુ પાણી પીવાની ઈચ્છા સાધુમહારાજ કરે નહી, પરતુ સમ્યક્ પરિણામે તૃષા સહન કરે

૩ શીત પરિસહ—તે ક્ષુધા તથા તૃષાયે પીડિતને શીતપણ થાય માટે ત્રીજો શીતપરિસહ ગણ્યો છે અત્યત ઠંડક પડે છતે રૂડી રીતે સહન કરે પણ અગ્નિની ઇચ્છા કરે નહી પરતુ અલ્પ જીર્ણ વસ્ત્રે કરી સમ્યક્પ્રકારે શીત સહન કરે

૪ ઉષ્ણપરિસહ—અત્યત તાપ લાગે છતે પણ છત્રની વા લુગડાની છાયાને તથા વીંજણા પ્રમુખના વાયુને અણુવાછતો થકો સમ્યક્ પરિણામે આતાપના સહન કરે.

પરિસહ પણ કહ્યો છે સ્ત્રી, પશુ, પંડક વર્જિત સ્થાનમાં રહેતા જે દુષ્ટ અનિષ્ટ ઉપસર્ગ થાય તો પણ પોતાના ચિત્તમાં ચળાયમાન થાય નહી પરતુ સર્વ ઉપસર્ગને ઉદ્વેગરહિતપણે સમ્યક્‌રીતે સહન કરે.

૧૧ શય્યાપરિસહ—જેમા શયન કરીએ તેને શય્યા કહીએ. સુકોમળ વા કઠિણ આસન પામીને તેને સારૂં વા માઠુ કહે નહી શય્યા ઉંચી નીચી હોય ખરબચડી હોય તોપણ રૂડી રીતે સુવે, દુઃખ ધરે નહી

૧૨ આક્રોશપરિસહ—યતિને કોઇ આક્રોશ વા તિરસ્કાર વચન કહે તો પણ તેરૂડી રીતે સહન કરે દ્રઢપ્રહારીની પેઠે કોપ કરે નહી

૧૩ વધપરિસહ—કોઇ દુરાત્મા સાધુને દીક્ષા-પાડુ આપકના પ્રહાર કરે અથવા વધ કરે તોપણ સ્કંધકસૂરિના શિષ્યોની તેના ઉપર લેશમાત્ર રોષ આણે નહી, સમભાવથી એ સહન કરે

૧૪ યાચના પરિસહ—સાધુમહારાજ વસ્ત્ર, પાત્ર, અન્ન, પાન પ્રમુખ કોઈપણ યથાયોગ્ય વસ્તુનો ખપ પડે છતે લજ્જા યાચના કરે તે યાચના કરતા જે લજ્જાનો ત્યાગ તેને પરિસહ કહે છે

૧૫ અલાભ પરિસહ—યાચના કર્યા છતા પણ લાભાંતરાયના કોઇ વસ્તુ માગણી આપે નહી તેવારે મનમાં ચિંતા કરે વિષાદ ન કરે ઈમ હિત સહન કરે પરિસહ

૧૬ રોગ પરિસહ—સાધુને રોગ થયે રોગપરિસહ કહે છે

૧૭ તૃણસ્પર્શપરિસહ—સાધુને તૃણના અ

૭ સત્ય બોલવુ તેને સત્યધર્મ કહે છે
૮ બેતાળીશ દોષ રહિત આહાર લેવો અને આત્માના શુદ્ધ પરિણામની વૃદ્ધિ તે શૌચધર્મ કહે છે
૯ સમસ્ત પરિગ્રહ ત્યાગરૂપ મૂર્છારહિત થવુ તેને અકિંચનધર્મ કહે છે
૧૦ નવ પ્રકારે ઔદારિક અને નવ પ્રકારે વૈક્રિયસબધી મૈથુનનો જે ત્યાગ કરવો તેને બ્રહ્મચર્યધર્મ કહે છે

બાર ભાવના—

૧ સસારના સર્વ પદાર્થને અસ્થિર જાણવા તેને અનિત્યભાવના કહે છે
૨ સસારમાં જન્મ, જરા અને મરણના ભયથી ધર્મવિના કોઇ શરણ નથી એવુ જે ચિંતવવુ તેને અશરણભાવના કહે છે
૩ માતા તે સ્ત્રી થાય, પિતા તે પુત્ર થાય ઇત્યાદિક આ જીવે સસારમા સર્વ ભાવનો અનુભવ કર્યો છે એમ જે ચિતવવુ તેને સસારભાવના કહે છે
૪ આ જીવ સસારમા એકલો આવ્યો છે, એકલો જશે અને સુખ દુઃખ પણ એકલો ભોગવશે પણ કોઈ સાથી થવાનો નથી એવી જે ભાવના ભાવવી તેને એકત્વભાવના કહે છે
૫ આત્મા શરીર થકી જુદો છે આત્માથી સગાસબધી પણ અન્ય છે એવી જે ભાવના તેને અન્યત્વભાવના કહે છે
૬ સાત ધાતુથી આ શરીર બન્યુ છે, પુરુષને નવ દ્વારથી અને સ્ત્રીને બાર દ્વારથી અશુચિ સદા વહે છે, એ શરીર કોઇ કાળે પવિત્ર નથી એવી જે ભાવના તેને અશુચિભાવના કહે છે
૭ મિથ્યાત્વ, અવિરતિ પ્રમાદ કષાય તથા યોગ એ પાંચ પ્રકા

૮ જેના આસવે કરી કર્મ બધાય છે વિષયકષાયાદિકે કરી અશુભકર્મ બધાય છે, તથા દાનદયાદિકે કરી શુભકર્મ બધાય છે, એવી જે ભાવના તેને આસવભાવના કહે છે

૮ જેવડે આવતા કર્મ રોકાય છે તેને સવર કહે છે. ક્ષમાદિક સવરવડે ક્રોધાદિક આસવ રોકાય છે એવી જે ભાવના તેને સવરભાવના કહે છે

૯ બાર પ્રકારના તપેકરી કર્મનુ તપાવવુ કર્મને દૂર કરવુ, તેને નિર્જરા કહે છે બાર પ્રકારના તપસબધી જે ચિતવણુના તેને નિર્જરાભાવના કહે છે

૧૦ કેડ ઉપર બે હાથ દેઇને બન્ને પગ પસારીને ઉભેલા પુરૂષના જેવો જેનો સમઆકાર ષડ્દ્રવ્યાત્મક છે, પૂર્વ પર્યાય વિણસે, નવા પર્યાય ઉત્પન્ન થાય અને દ્રવ્યપણે નિશ્ચય હોય એમ ઉત્પાદ, વ્યય તથા ધ્રોવ્યસ્વરૂપ ચૌદ રાજલોક છે, તેનુ નીચેનુ તળિયુ ઉધા વાળેલા મલ્લક સરખુ છે તથા મધ્ય ભાગ ઝાલર સરખો છે અને ઉપરનો ભાગ મૃદગ સરખો છે, એવો આલોક શાશ્વત છે, ઇત્યાદિક જે લોકસ્વરૂપની ભાવના ભાવવી તે દશમી લોકસ્વભાવભાવના જાણવી

૧૧ આ સસારમા ભ્રમણ કરતા અનતા પુદ્ગળપરાવત થઇ ગયા તેમા અકામનિર્જરાવડે પુણ્યના પ્રયોગથી મનુષ્યભવ, આર્યત્વ, નિરોગીપણુ તથા ધર્મશ્રવણુની પ્રાપ્તિ થઇ તોપણુ સમકિત પામવુ અતિ દુર્લભ છે એવી જે ભાવના તેને બોધિદુર્લભભાવના કહે છે

૧૨ સસારસમુદ્રમાં વહાણુ સમાન દશવિધ યતિધર્મ તથા જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપી ધર્મ તે પામવો દુર્લભ છે, ધમના

અરિહતાદિક પામવા તે પણ અત્યત દુર્લભ છે, એવુ જે ચિતવવુ તે બારમી ધર્મસાધકભાવના જાણવી.

પાંચ ચારિત્ર—

૧ સામાયિકચારિત્ર, ૨ છેદોપસ્થાપનીયચારિત્ર ૩ પરિહારવિશુદ્ધિચારિત્ર ૪ સૂક્ષ્મસંપરાયચારિત્ર ૫ યથાખ્યાતચારિત્ર

એવી રીતે સંવરતત્ત્વના સત્તાવન ભેદ જાણવા

## નિર્જરાતત્વ

નિર્જરા બે પ્રકારની છે ૧ દ્રવ્યનિર્જરા ૨ ભાવનિર્જરા. તથા વળી તેના બે ભેદ છે ૧ સકામનિર્જરા ૨ અકામનિર્જરા.

નિર્જરાના બાર ભેદ છે

છ બાહ્યતપ—

૧ આહારનો ત્યાગ કરવો તેને અણસણ કહે છે

૨ ખાવામાં ઉનતા કરવી તેને ઉણોદરિકાતપ કહે છે

૩ વૃત્તિ એટલે આહારવિહાર ખાવાપીવાની વસ્તુઓનો સક્ષેપ કરવો એટલે અભિગ્રહ ધારવા નિયમાદિક કરવા તેને વૃત્તિસક્ષેપતપ કહે છે

૪ વિગયઆદિ રસનો ત્યાગ કરવો તેને રસત્યાગ કહે છે

૫ લોચાદિક કષ્ટ સહન કરવુ, કાઉસ્સગ્ગ કરવા ઇત્યાદિને કાયક્લેશતપ કહે છે

૬ અંગોપાંગાદિનું સકોચવુ તેને સલીનતાતપ કહે છે તેના ચાર ભેદ છે ૧ ઇંદ્રિયસલીનતા, ૨ કષાયસલીનતા, ૩ યોગસલીનતા ૪ વિવિક્ત ચર્યાસલીનતા એટલે એકાંત વસતિએ રહેવુ.

બાહ્ય શરીરને તપાવે તેથી એ છ પ્રકારનું બાહ્યતપ કહેવાય છે.

વિપાક મધ ચાટવા સરખો છે, અશાતાવેદનીયનો વિપાક ખડ્ગધારા ચાટવા સરીખો છે એ બે પ્રકારના વેદનીયકર્મનો સ્વભાવ જીવના અવ્યાબાધ ગુણને રોકવાનો છે

મોહનીયકર્મ મદિરાની છાક સમાન છે જેમ મદિરા પીધે થકે જીવ વિહ્વળ થાય છે, હિત અહિત કાંઇ જાણતો નથી, તેમ મોહનીયના ઉદયથી પણ જીવ પરવશ થઇ જાય ધર્માધર્મ ન જાણે, એ મોહનીયકર્મનો સમ્યક્ત્વદર્શન તથા અનંતચારિત્રગુણ રોકવાનો સ્વભાવ છે

આયુષ્યકર્મ તે હેડ સમાન છે જેમ હેડમા પડેલો પ્રાણી નીકળવા વાન્છે પણ રાજાના હુકમ વિના નિકળી ન શકે તેમ એ આયુકર્મ પણ સુખ દુખ કાંઇ પણ ઉપજાવી શકતું નથી તથાપિ ચાર ગતિને વિષે સુખ દુખનું આધારભૂત જે શરીર તેમાહે હેડની પેઠે જીવને રાખે છે અશુભ નરકાદિકની ગતિનું આઉખુ ભોગવતો છતો જીવ ત્યાંથી નીકળવા વાન્છે પણ આયુષ્ય પૂર્ણ કીધા વિના નીકળી ન શકે એ કર્મ અક્ષયસ્થિતિ ગુણને રોકે છે

નામકર્મ ચીતારા સમાન છે જેમ હોશિયાર ચીતારો સારાં તથા નરસા કાળા ધોળા રંગનાં નાના મોટા અનેક પ્રકારના રૂપ આલેખે તેમ એ કર્મના ઉદયથી જીવ પણ ચિદ્રૂપ સંસારમા દેવ તથા મનુષ્યાદિકના રૂડા રૂપ અનેક પ્રકારના કરે અને નરક તથા એકેદ્રિયાદિકના માઠા રૂપ પણ અનેક પ્રકારના કરે એ કર્મ જીવનો અરૂપી ગુણ રોકે છે

ગોત્રકર્મ તે કુંભાર સમાન છે જેમ કુંભાર ઘી રહેવાનો ઘડો ઘડે તે ઉચ્ચ કહેવાય અને મદિરાદિકનો ઘડો બનાવે તે નિંદનીય-નીચ કહેવાય તેમ જીવ પણ એ કર્મના ઉદયથી ઉચ

ગોત્રે ઉપજે તો શ્રેષ્ઠ કહેવાય અને જો નીચ ગોત્રે ઉપજે તો નિંદ નીય થાય. એ કર્મનો અગુરૂલઘુ ગુણ રોકયાનો સ્વભાવ છે

અતરાયકર્મ તે ભડારી સમાન છે જેમ રાજા દાન દેવરાવે પણ ભડારી વિપરીત થકો ન આપે, તેમ એ કર્મના ઉદયથી જીવ દાનાદિક કરી શકે નહી એ કર્મનો અતરાય કરવાનો સ્વભાવ છે

૨ સ્થિતિબંધ—

૧ જ્ઞાનાવરણીય, ૨ દર્શનાવરણીય, ૩ વેદનીય, અને ૪ અતરાય, એ ચાર કર્મની ત્રીશ કોડાકોડી સાગરોપમની ઉત્કૃષ્ટી સ્થિતિ છે મોહનીયકર્મની સીત્તેર કોડાકોડી સાગરોપમની ઉત્કૃષ્ટી સ્થિતિ છે નામ અને ગોત્રકર્મની વીશ કોડાકોડી સાગરોપમની ઉત્કૃષ્ટી સ્થિતિ છે આયુષ્યકર્મની ઉત્કૃષ્ટી સ્થિતિ તેત્રીશ સાગરોપમની છે

વેદનીયકર્મની જઘન્યસ્થિતિ બાર મુહૂર્તની છે નામકર્મ અને ગોત્રકર્મની જઘન્યસ્થિતિ આઠ મુહૂર્તની છે જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય આયુ અને અતરાય, એ પાચે કર્મની અતર્મુહૂર્તની જઘન્યસ્થિતિ જાણવી.

૩ રસબંધ—

રાગાદિકેકરી ગ્રહ્યા જીન અભવ્ય જીવની રાશિથી અનતગુણા અને સિદ્ધના જીવોના રાશિને અનતમે ભાગે એટલે પરમાણુએ કરી બનેલો બધ સમય સમયમા ગ્રહણ કરે છે તે દળિયાનેવિષે પરમાણુ દીઠ કષાયના વશથકી સર્વ જીવના રાશિથી અનતગુણા રસ વિભાગના પતિછેદ હોય. તે રસ તીવ્ર તીવ્રતર, તીવ્રતમ, તથા મદ, મદતર, મદતમાદિક અનેક પ્રકારે હોય ત્યા અશુભ બ્યાશી પાપપ્રકૃતિનો રસ સક્લેશ ( ખરાબ ) પરિણામે કરી બધાય છે અને શુભ બેતાળીસ પુણ્યપ્રકૃતિનો તીવ્ર રસ વિશુદ્ધિએ કરી બધાય છે

શુભ પ્રકૃતિનો મંદ રસ સંકલેશ પરિણામેકરી બંધાય છે અને અશુભ પ્રકૃતિનો મંદ રસ વિશુદ્ધિએ કરી બંધાય છે અશુભ પ્રકૃતિનો ચૌઠાણિયો રસ અનંતાનુબંધિયા કષાયે કરી બંધાય છે ત્રિઠાણિયો રસ અપ્રત્યાખ્યાનિયા કષાયેકરી બંધાય છે બેઠાણિયો રસ પ્રત્યાખ્યાનિયા કષાયેકરી બંધાય છે અને એકઠાણિયો રસ સંજ્વલન કષાયે કરી બંધાય છે તથા શુભ પ્રકૃતિનો રસ તેથકી વિપરીતપણે જાણવો તે આવી રીતે-શુભ પ્રકૃતિનો ચૌઠાણિયો રસ સંજ્વલન કષાયે કરી બંધાય છે તથા ત્રિઠાણિયો રસ પ્રત્યાખ્યાનિયા અને અપ્રત્યાખ્યાનિયા કષાયે કરી બંધાય છે બેઠાણિયો રસ અનંતાનુબંધિયા કષાયે કરી બંધાય છે, અને એકઠાણિયો રસ તો શુભ પ્રકૃતિનો હોય જ નહી

અંતરાયની પાંચ પ્રકૃતિ દેશઘાતિની છે કેવળજ્ઞાનાવરણ વિના જ્ઞાનાવરણીયની ચાર પ્રકૃતિ તથા કેવળદર્શનાવરણ વિના દર્શનાવરણીયની ત્રણ પ્રકૃતિ તથા સંજ્વલન કષાયની ચાર પ્રકૃતિ, એ સોળ અને પુરુષવેદ એ સત્તર પ્રકૃતિનો એકઠાણિયો, બેઠાણિયો, ત્રિઠાણિયો, અને ચૌઠાણિયો રસ પણ બંધાય અને શેષ સર્વ શુભ યા અશુભ પ્રકૃતિનો બેઠાણિયો ત્રિઠાણિયો તથા ચૌઠાણિયો રસ બંધાય પણ એકઠાણિયો રસ ન બંધાય.

અશુભ પાપપ્રકૃતિનો રસ લીંબડાના રસની પેઠે કડવો જાણવો અને શુભ પુણ્યપ્રકૃતિનો રસ શેલડીના રસની પેઠે મીઠો જાણવો જેમ લીંબનો રસ અણઉકાળ્યો તે એકઠાણિયો કડવો કહીએ તથા અગ્નિ ઉપર અધ ઉકાળ્યો અને અર્ધ રાખ્યો તે બેઠાણિયો કટુકતર કહીએ તથા તે રસના ત્રણ ભાગ કરી બે ભાગ અગ્નિ ઉપર અવટાવીએ અને એક ભાગ રહે તે ત્રિઠાણિયો કટુકતમ કહીએ તેજ રસના ચાર

ભાગ કરી ત્રણ ભાગ અવટાવીએં અને એક ભાગ રહે તે ચૌઠાણિયો અત્યંત કટુકતમ કહીએ એજ રીતે શુભ પ્રકૃતિનેવિષે ગેનડીનો મધુર રસ પણ જાણી લેવો

૪ પ્રદેશબંધ—

૧ ઔદારિક, ૨ વૈક્રિય, ૩ આહારક ૪ તૈજસ, ૫ ભાષા ૬ શ્વાસોશ્વાસ, ૭ મન, ૮ કાર્મણ, એ આઠ જાતિની કર્મવર્ગણા છે

સમાન પ્રદેશિક સ્કંધ અનંતા મળે તે વારે એક વર્ગણા થાય. તેની સર્વ જાતિની સમય સમયને વિષે જીવ અનંતી વર્ગણા ગ્રહે છે એ આઠ વર્ગણા માંહેલી ઉપની ઉપલી વર્ગણા અનુક્રમે, એક બીજાથી સૂક્ષ્મ સૂક્ષ્મ જાણવી, અને અનંતે અનંતે પ્રદેશે અધિક જાણવી તેની ક્ષેત્રાવગાહના અલ્પ અલ્પ જાણવી સર્વને અવગાહના અંગુલનો અસખ્યાતમો ભાગ હોય પણ પહેલીથી બીજી વર્ગણાને અસખ્યાતમો ભાગ ઓછો જાણવો એ આઠ વર્ગણામાંની પહેલી ચાર વર્ગણા આઠ સ્પર્શ યુક્ત હોય, દૃષ્ટિયે ગોચર આવે અને આગલી ચાર દૃષ્ટિ અગોચર સૂક્ષ્મ પરિણામ, માટે તેના છેલ્લા ૧ શીત, ૨ ઉષ્ણ, ૩ રૂક્ષ અને ૪ સ્નિગ્ધ, એ ચાર ફરસ હોય બંધ બે પ્રકારે છે આત્માના પ્રદેશ સાથે કર્મપુદ્ગળનું માહોમાહે જે ક્ષીર નીરની પેઠે મળવુ તે દ્રવ્યબંધ અને જે આત્માના શુભાશુભ પરિણામે કરી આઠ પ્રકારે કર્મ બંધાય તે ભાવબંધ જાણવો

## મોક્ષતત્ત્વ

મોક્ષતત્ત્વના નવ ભેદ કહે છે

૧ મોક્ષને વિષે છતા પદની પ્રરૂપણા તે અતિ પ્રમુખ માર્ગણાદ્વારને વિષે સિદ્ધની સત્તાનું નિરૂપણ કરવું એટલે આદ માર્ગ

ણામાં સિદ્ધપદ કઈ માર્ગણાએ છે એવી પ્રરૂપણા કરવી તે પહેલું સત્પદપ્રરૂપણાદ્વાર.

૨ સિદ્ધના જીવોનું પ્રમાણ કરવું એટને સિદ્ધના જીવો કેટલા છે તે વિચારવું તે દ્રવ્યપ્રમાણદ્વાર જાણવું

૩ સિદ્ધને અવગાહનાક્ષેત્ર કેટલું છે તે વિચારવું તે ક્ષેત્રદ્વાર

૪ કેટના આત્મપ્રદેશને સિદ્ધના જીવ ફરસે એમ જે વિચારવું તે સ્પર્શનાદ્વાર

૫ કાળ આશ્રી સિદ્ધ સાદિઅનંત ભાગો જાણવો તે કાલદ્વાર.

૬ સિદ્ધના જીવને વિષે જે આંતરૂં કહેવું તે છઠું અંતરદ્વાર

૭ સિદ્ધના જીવ સંસારી જીવોના કેટલામે ભાગે છે એમ વિચારવું તે ભાગદ્વાર.

૮ ક્ષાયિકાદિક પાંચ ભાવ છે, તેમાં સિદ્ધના જીવ કયા ભાવે છે એમ જે વિચારવું કે ભાવદ્વાર.

૯ અલ્પબહુત્વ સિદ્ધને કહેવું એટલે પંદર ભેદે સિદ્ધ છે તે માંહેલા કયા સિદ્ધના ભેદના જીવ થોડા અને કયા ભેદના સિદ્ધના જીવ ઘણા, એમ જે વિચારવું તે અલ્પબહુત્વ નામે દ્વાર જાણવું

નવ ભેદનું વિશેષ વિવેચન નવતત્ત્વથકી જાણી લેજો, અહીં ગ્રંથગૌરવના ભયથકી નથી લખ્યું

સિદ્ધજીવોના પંદર ભેદ કહે છે—

૧ તીર્થંકરપદવી પામીને મોક્ષે ગયા તેને જિનસિદ્ધ કહે છે

૨ તીર્થંકરપદ પામ્યાવિના સામાન્ય કેવળી થઈને મોક્ષે ગયા તેને અજિનસિદ્ધ કહે છે

૩ તીર્થંકરને કેવળજ્ઞાન ઉપજ્યા પછી જે મોક્ષે ગયા તેને તીર્થસિદ્ધ કહે છે

૪ તીર્થંકરને કેવળજ્ઞાન ઉપન્યા પહેલાં જે મોક્ષે ગયા તેને અતીર્થસિદ્ધ કહે છે

૫ ગૃહસ્થના વેશે રહ્યા થકા મોક્ષે ગયા તેને ગૃહસ્થલિંગ સિદ્ધ કહે છે

૬ યોગી, સન્યાસી, તાપસ પ્રમુખના વેશે મોક્ષે ગયા તેને અન્ય લિંગસિદ્ધ કહે છે

૭ જૈનસાધુના વેષે મોક્ષે ગયા તેને સ્વલિંગસિદ્ધ કહે છે

૮ સ્ત્રીવેદપણું પામીને મોક્ષે ગયા તેને સ્ત્રીલિંગસિદ્ધ કહે છે

૯ પુરુષવેદપણું પામીને મોક્ષે ગયા તેને પુરુષલિંગ સિદ્ધ કહે છે

૧૦ કૃત્રિમ નપુંસકવેદપણું પામીને મોક્ષે ગયા તેને નપુંસકલિંગ સિદ્ધ કહે છે

૧૧ કોઇ પદાર્થ દેખીને એટલે બાહ્યપ્રત્યક્ષ દેખી પ્રતિબોધ પામ્યા થકા ચારિત્ર લેઇ મોક્ષે ગયા તેને પ્રત્યેકબુદ્ધસિદ્ધ કહે છે

૧૨ ગુરૂના ઉપદેશ વિના પોતાની મેળે જાતિસ્મરણાદિક કરી પ્રતિબોધ પામી મોક્ષે ગયા તેને સ્વયંબુદ્ધસિદ્ધ કહે છે

૧૩ ગુરૂનો ઉપદેશ સાંભળી વૈરાગ્ય પામી મોક્ષે ગયા તેને બુધ બોધિતસિદ્ધ કહે છે

૧૪ એક સમયમા એક મોક્ષે ગયા તેને એકસિદ્ધ કહે છે

૧૫ એક સમયમાં અનેક (ઘણા) મોક્ષે ગયા તેને અનેકસિદ્ધ કહે છે

તીર્થસિદ્ધ અને અતીર્થસિદ્ધમાં બીજા તેર ભેદોનો સમાવેશ થાય છે તો પણ વિશેષ દેખાડવા ૧૫ ભેદ કહ્યા છે

જિનસિદ્ધ ઋષભાદિક તીર્થંકર જાણવા
અજિનસિદ્ધ પુંડરિક પ્રમુખ ગણધર જાણવા.
ગણધરભગવાન તે તીર્થસિદ્ધ જાણવા
મરૂદેવીમાતા અતીર્થસિદ્ધ જાણવા
ભરતચક્રવર્તી પ્રમુખ ગૃહસ્થલિંગે સિદ્ધ થયા.

વલ્કલચીરી પ્રમુખ અન્યલિંગે સિદ્ધ થયા
સાધુ જેટલા મોક્ષે ગયા તે સ્વલિંગસિદ્ધ જાણવા
સાધ્વી ચંદનબાળા પ્રમુખ સ્ત્રીલિંગે સિદ્ધ જાણવી.
ગૌતમસ્વામી પ્રમુખ પુરૂષલિંગે સિદ્ધ જાણવા.
ગાંગેય પ્રમુખ કૃત્રિમ નપુંસક થઈને સિધ્યા તે નપુંસકલિંગ સિદ્ધ જાણવા

કરકંડુ રાજા પ્રમુખ પ્રત્યેકબુદ્ધસિદ્ધ જાણવા
કપિલઆદિ સ્વયંબુદ્ધસિદ્ધ જાણવા
ગુરૂના ઉપદેશથી બોધ પામી સિદ્ધપદ પામ્યા તે બુધબોધિત સિદ્ધ જાણવા

મહાવીરસ્વામીની પેઠે એક સમયમાં એક સિદ્ધ પામ્યા તે એક સિદ્ધ જાણવા
ઋષભદેવસ્વામીની પેઠે એક સમયમાં એકસો આઠ મોક્ષે જાય તેને અનેકસિદ્ધ કહે છે

सव्वाइं जिणेसरभासिआइ, वयणाइ नन्नहा हुंति;
इह बुद्धि जस्स मणे, सम्मत्त निच्चल तस्स.
अंतोमुहुत्तमित्तपि, फासिअ हुज्ज जेहिं सम्मत्त,
तेसिं अवड्ढपुग्गल,–परिअट्टो चेव ससारो.

ગ્રંથગૌરવના ભયથી વિશેષ વિસ્તાર કરવામાં આવ્યો નથી. ફક્ત બાળજીવોને હિતબુદ્ધિ અન્ય ગ્રંથોના અનુસારે આ ગ્રંથ ભાષામાં બનાવ્યો છે, તેનું કારણ એ છે કે બાલજીવોને સુગમ પડે વીતરાગની આજ્ઞાવિરૂદ્ધ જે કંઇ લખ્યું હોય તેનો મિચ્છામિ દુક્કડ દઉં છું જે કંઇ લખવામાં ભૂલચૂક થઇ હોય તે પંડિતપુરૂષોએ સુધારવા કૃપા કરવી

## દોહરા.

ગ્રંથ એ પૂરણ થયો, નામે તત્ત્વવિચાર,
ભણે ગણે તે પામશે સમકિત શ્રદ્ધા સાર ૧
આગમસમુદ્ર અપાર છે, પાર ન પામે કોય,
તેનો લેશ એ વર્ણવ્યો, વર્ણવતાં સુખ હોય ૨
સામાન્યવચનથી એ સ્તવ્યો, નિજ મતિને અનુસાર,
ભૂલચૂક જે હોય તે, પંડિત લેજો સુધાર. ૩
નગર પાદરા શોભતું, શાંતિનાથ સુખકાર
અચિરાનંદન વદતાં, સંઘ સકળ જયકાર. ૪
શાંતિકરણ શ્રીશાંતિનાથ, પ્રણમું આણી નેહ,
અષ્ટ કર્મનો ક્ષય કરી, પામ્યા શિવવધુગેહ ૫
દેરાસરમાં શોભતા, ભોંયરામાં મનોહાર,
પુરિસાદાણી પાર્શ્વનાથ, વિઘ્ન વિદારણહાર. ૬
જગમાં ખ્યાતિ જેહની, સમરતાં સુખ થાય;
પાર્શ્વનાથ જગમાં જયો, શિવસુખ મંગળદાય ૭
ધરણેંદ્ર પદ્માવતી, સાંનિધ્ય કરે સદાય,
ઋદ્ધિ વૃદ્ધિ સુખસંપદા, નામે નવનિધિ થાય. ૮
જ્યાંલગે શશિ સૂરજ રહે, મેરૂ અવિચળ ધાર,
ત્યાંલગે ગ્રંથ એ સ્થિર થાઓ, વાંચિજન કરો ધાર ૯
શ્રીહીરવિજયસૂરિ ગચ્છના, તસ શાખા વિસ્તાર
ઉપાધ્યાય ગુણવંતથી, મહેન્દ્રસાગર સુખકાર. ૧૦

તામ પાટપરંપરા રવિસાગર ગુરૂરાય,
સુખસાગરજી તાસ શિષ્ય, જગમાં કીર્તિ ગવાય. ૧૧
તસ પદપંકજ ભૃંગસમ, બાળકસમ હિતદાય
બુદ્ધિસાગર વિરચિયો, ગ્રંથ અતિ હિતદાય ૧૨
ન્યાયસાગરના કહેણથી, લીધો એહ પ્રયાસ
પરોપકારી ગ્રંથ એ, આપે શિવપુર વાસ ૧૩
વકીલ મોહનલાલભાઇ, રચના કીની રહાય
સફળ સઘનાં કારણે, રચના એ સુખદાય ૪
સવત ઓગણીશ ઉપરે, અઠાવનની સાલ
અશાડશુદિ ત્રીજ દિન, પૂર્ણ ગ્રંથ સુરમાલ ૧૫
શાંતિનાથ સમરી મુદા, કીધો ગ્રંથ પ્રયાસ
પૃથ્વીપીઠે સ્થિર થઇ, પૂરો સહુની આશ. ૧૬

इत्येव श्री शांतिः शांति. शांतिः ,

વિ. સ ૧૯૫૮ અષાડ સુદ
મુ પાદરા
લે બુદ્ધિસાગર

સમાપ્ત.